# અર્પણ

પાંચ જન્યને—
કે જેના પંચમસ્વરના નાદે
ભારતનું મહાભારત બન્યું

## આ લેખકના પુસ્તકો

: પ્રકટ :

૧ મેંદીનો રંગ

૨ રૂપલાલસા

૩ નિત્યપ્રિયા

૪ रामप्रज्ञाभिनिष्क्रमण ૧ ( ડોલનશૈલી )

૫ ,, ,, ૨ ( ડોલનશૈલી )

૬ મધુપ

૭ રાસરમણમ્ ( રસ અને કાવ્યો )

૮ ગામડાની ગોરી ( ડોલનશૈલી )

૯ રાજવાસતી ( ,, ,, )

૧૦ માનસરના મોતી ( બે ટૂંકી વાર્તા )

૧૧ યોગેશ્વર કૃષ્ણ ગોકુલેશ ( ડોલનશૈલી )

૧૨ ,, ,, રાસેશ ( ,, ,, )

૧૩ ,, ,, મથુરેશ ( ,, ,, )

૧૪ ,, ,, દ્વારિકેશ ( ,, ,, )

૧૫ ,, ગીતેશ ( ,, ,, )

૧૬ ,, ,, યોગેશ ( ,, ,, )

૧૭ પ્રણય-રાસ-બંસરી

— અપ્રકટ —

૧૮ રોશનાઇ ( ટૂંકી વાર્તાઓ )

૧૯ પ્રણય-નૈયા

૨૦ અને આવતી કાલે

૨૧ મારો એકરાર-૧

૨૨ પ્રણય-એકરાર-૨

૨૩ પ્રેમનો સાર

૨૪ પ્રેમયોગી ( ડોલનશૈલી )

૨૫ અમૃત-મંથન ( ,, ,, )

૨૬ મંદાકિની

૨૭ અનામિકા

૨૮ દિગ્ધર

૨૯ મનસા

# એક બોલ

**વાંચનાર !** ઉાવનશૈલીમા રામપ્રજ્ઞાભિનિષ્ક્રમણના બે ભાગ ક્રમે ક્રમે બહાર પાડ્યા એને રામભક્તોએ ને રસજ્ઞ વિદ્વાનોએ આશિષ્યા

પછી એનાથી પ્રોત્સાહિત બનીને 'યોગેશ્વર કૃષ્ણ'ના છ ભાગ—ગોકુલેશ, રાસેશ, મથુરેશ, દ્વારિકેશ ગીતેશ ને યોગેશ—સુહૃદ ગુજરાત સમક્ષ રજૂ કરું છું.

શ્રી કૃષ્ણજીવનની અનેકવિધ સંપત્તિએ સૈકાઓ લગી આર્યાવર્તને પ્રેરણા આપી છે ને હજુયે આપશે એ નિઃસંશય છે

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

**પ્રથમ ભાગ યોગેશ્વર કૃષ્ણ—ગોકુલેશ :** યુગ દ્વાપરની અંધારરાત્રિ વિદારવા ને પૃથ્વીએથી પાપીઓનો ભાર ઉતારવા શ્રાવણ વદ અષ્ટમીની મેઘની રાતે એ મથુરાના કંસના કારાગૃહે જન્મ્યો અને પિતા વસુદેવ ને જન્મદાત્રી દેવકીને અંતરપ્રેરણા દઈ ગોકુલ-ગમન કર્યાં

પછી તો એ આનંદસ્વરૂપ કનૈયાની બાળલીલાએ સારાયે ગોકુળ ગામને ઉલ્લાસને હેલે ચડાવ્યું

યમુનાજીના કાંઠે એ ગાયોના ગોવાળે ધેનુ ચરાવી, મહી–માખણ ખાધાં ને અનિષ્ટ તત્ત્વોથી ગોકુળિયાને ઉગાર્યું.

પછી અંશુમાનતનયાના મિલન થયાં રાધિકાજી સખીઓ સહ પાણીડાંએ પધારતી તે જાણે આભનો ચંદ્ર ધરતીએ ચાલતો લાગતો સખીઓ તારાગણ શી શોભતી

રાધિકાજી ભાગવતમાં નથી, પણ દેવીભાગવતમાં, કૃષ્ણ ઉપનિષદમાં અને પદ્મપુરાણમાં છે વળી વેદોમાં પણ राधम् શબ્દ વપરાયો છે રાધસ એટલે આરાધના

અને એ કૃષ્ણ–આરાધિકા રાધિકાજીને મેં કૃષ્ણજીવનમાં શૃંગારથી છુપાયેલું આધ્યાત્મિક સ્વરૂપ દાખવવાનો પ્રયાસ કર્યો છે યોગિભિર્ધ્યાનગમ્યમ્ એવા યોગીઓના ઇશ્વરનું—યોગેશ્વર તત્ત્વનું—મેં આખી કથામાં અભિધાન રાખી શૃંગારને સ્પર્શ કર્યો છે.



**બીજો ભાગ યોગેશ્વર કૃષ્ણ—રાસેશ :** ગુજરાતના રસિક કાવ્યમર્મજ્ઞો ! કનૈયાના વૃંદાવનના રાસ ભાગવતમાં રાસપંચાધ્યાયીમાં પ્રથમ વાચના શૃંગારમય ભાસે છે, પણ વેદો ને ઉપનિષદોના અધ્યયન પછી આપણને જાણ થાય છે કે એ રૂપક છે. વેદ ઉપનિષદના ગૂઢ તત્ત્વો સમજવાની કોઈએ નહી પહોંચનારને માટે ભક્તિરસ દ્વારા જ્ઞાન મેળવવાનું શ્રીમદ્ભાગવત શ્રેષ્ઠ સાધન છે

'યોગેશ્વર કૃષ્ણ રાસેશ'માં 'રાધાનો સંયમસ સાર', 'પ્રાણેશ્વરના પ્રકટ દર્શન', સોઽહમ્ શ્યામ ને 'રાસપંચાધ્યાયી' એ પ્રકરણોમાં રાધા તત્ત્વને મેં જુદી જ દૃષ્ટિએ આલેખવાનો પ્રયાસ કર્યો છે

રાસ–રાસેશ્વરી રાધિકાની નેત્રપલ્લવી કૃષ્ણ–રાધાનાં અદ્વૈતનું સાધન હતું. કનૈયો યમુનાકાંઠે વેણુ બજાવતો એ સુણી કંકણરણકારે વ્રજાંગનાઓ યમુનાકાંઠે જતી. પછી એક દિ' કૃષ્ણે મુરલી દ્વારા સામવેદનું સંગીત રેલવ્યું ને રાધિકાજીને સંગે વ્રજાંગના–રાસ રેલવ્યો ને છ...છ...માસ આભે થંભાવ્યો ચંદ્રમાને.

સમાધિસ્થ કૃષ્ણ–ગોપીઓના રમણનો એ હતો અનંત રાસ. એ રાસની ઉચ્ચ કક્ષાએ વ્રજાંગનાઓને ઉડાડયા પછી શ્રીકૃષ્ણ અવતરણનાં કાર્ય કરવા વૃંદાવન છોડતા હતા.

શ્રીકૃષ્ણ મથુરા ગયા પછી રાધિકાજીનું શું થયું ? એ વિષે કૃષ્ણોપનિષદ, પદ્મપુરાણ, દેવીભાગવત વગેરે મૌન સેવે છે. એ મૌન મને નથી રુચ્યું; અને તેથી સ્વયં રાધિકાજી વૃંદાની માળા કૃષ્ણકંઠે અર્પે ને પછી કૃષ્ણના મથુરાગમને રાસેશ્વરી રાધિકા રસો વૈ સઃ ના કંઠે અર્પેલી તુલસીની માળાએ સમાઇ જાય, એ ભાવના મેં યોજી છે.

કૃષ્ણ વિનાના ગોકુળમાં કેમ રહી શકે રાધારાણી ? રાધિકાજી એટલે પરાપ્રકૃતિ......શુદ્ધ માયા પરમેશ સંગે જ હોય ને ?



**ત્રીજો ભાગ : યોગેશ્વર કૃષ્ણ—મથુરેશ :** અને રાસેશ્વરે વૃંદાવનનું રમતિયાળ જીવન તજી યુગદ્વાપરમાં પાપી માનસ ધરાવનારાઓના ભારે ડોલતી આર્યાવર્તની અમર સંસ્કૃતિને જીવંત રાખવા મથુરાગમન કર્યું. ત્યાં કંસવધ કરી ઉગ્રસેનનો રાજ્યાભિષેક કર્યો; પણ છતાંયે યાદવરાજ્યના સૂત્રધાર તો પોતે જ હતા અને ભારતને બૃહદ્‌ભારત પણ બનાવવાના હતા, એ તો યુગદ્વાપરની વિધાત્રીયે ભાખતી હતી.

હવે મથુરાનો પ્રદેશ સપાટ ને કુદરતી અંરક્ષણ વિહોણો હતો શ્રી કૃષ્ણને ભારતીય સંસ્કૃતિના નાયકર્તા બનેલ રાજવીઓની સામે મોરચ માડવાના હતા એવે કાળયવને મથુરાને ઘેરો ઘાલ્યો યાવની સેનાના પ્રચંડ ધસારા સામે યાદવોનુ બળ ગૌણ હતુ એ પારખી શ્રીકૃષ્ણે યાદવો સગે મથુરા તજ્યુ ને સૌરાષ્ટ્રના સાગરઆરે દ્વારિકા નગરી વસાવી



**ચોથો ભાગ યોગેશ્વર કૃષ્ણ— દ્વારિકેશ** પછી દ્વારિકાએ વસી શ્રીકૃષ્ણે ભારતવર્ષથી પાપીઓના ભાર ઉતારવાની પીઠિકા રચવા માડી દ્વારિકા ભૂશિરબિંદુ પર વસેલુ હતુ, કેમકે સૌરાષ્ટ્રદ્વીપને સાગરના જળની કિલ્લેબધી હતી પછી એ સુરક્ષિતતાએ વસી દ્વારિકેશ શ્રીકૃષ્ણે ભારતવર્ષના રાજવીઓ સગે સપર્ક વધાર્યો મૈત્રીની ગ્રથી બાધીને કે રાજવીઓની રાજકુમારીઓને પરણીને, અને પછી મડાણો દ્વારિકેશનો ગૃહસસાર યુગદ્વાપરે પ્રવર્તતી સસારની ગૂચવણોને ઉકેલવા,

વાચનાર ! એવે ભારતના પાટનગર હસ્તિનાપુરે કૌરવો ને પાડવો વચ્ચે કકાસ મડાણા હતા. સસારની તુલાએ સત્યનુ ત્રાજવું પાડવપક્ષે હતું, અને શ્રીકૃષ્ણે પાડવને સાથ દીધા



**પાંચમો ભાગ : યોગેશ્વર કૃષ્ણ—ગીતેશ** પછી કુરક્ષેત્રની મહાભારત-શેતરજે વૃદાવનના વેણુ-મજવૈયાએ યુગદ્વાપરની સસારશેતરજે અનાયુધ રહી, પાર્થના સારથિ બની, શાત સમતોલ ચિત્ત રાખી અગિયાર અક્ષૌહિણી સેના સામે સાત અક્ષૌહિણીથી વિજય અપાવ્યો.

એમા અર્જુન-વિષાદ વખતે એણે ગીત ના જે અનુપમ જ્ઞાન દીધા તે વેદો ને ઉપનિષદોનું દોહન છે सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दन

ભારતનો અંતરી યોગીઓના એ ઇશ્વરે અવતરણની સિદ્ધિ કરી કુરુક્ષેત્રના સહારયજ્ઞે પાપીઓના હવિ હોમી પૃથ્વીનો ભાર ઉતાર્યો

અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રના પ્રયોગ પછી ઉત્તરાની કૂખેથી મૃત બાળ પરીક્ષિત ઊતરે છે ને યોગસિદ્ધિએ શ્રીકૃષ્ણ એને જીવતદાન આપે છે ૧૫૪ મા પ્રકરણમાની યોગસિદ્ધિની પગદંડી સાનમા સમજાવવાનો મે પ્રયાસ કર્યો છે યોગેશ્વર કૃષ્ણના છઠ્ઠે ભાગમા 'पातजलयोगदर्शन' ના આધારે મારી બુદ્ધિ અનુસાર શ્રીકૃષ્ણના ચમત્કારોના ઉકેલ શોધવા મે પ્રયાસ કર્યો છે એ કેટલે અંશે સફળ થયો છે તે તો આપ વાચનારમાના યોગાભ્યાસીઓ જ કહી શકશે

મે ઉચ્ચ કોટિના નહિ પણ હલકી કોટિના યોગના મનોબળના પ્રયોગો તો પ્રત્યક્ષ નીરખ્યા છે અને મને ખાતરી થઇ છે કે સાત્ત્વિક આહાર-વિહારે ને યોગ-અભ્યાસે યોગસિદ્ધિ દુષ્કર નથી

એક દૃશ્ય મે મુબઇમા નજરે જોયુ હતુ આપણા એક હિંદી મલ્લ રાજનુ વજન ૨૩૦ પાઉડ કાંટાએ જોખતા મે જોયુ, પણ પછી સ્તભન કર્યું ત્યારે ૪૬૦ પાઉડ થયુ હવે રામાયણકાળમા અગદનો પગ કોઇથી ન ઊપડયો કે કુરુક્ષેત્રમા શ્રીકૃષ્ણ सयमे પાર્થરથ એક તસુયે કર્ણના બાણે પાછો ન હઠતો ને પછી અર્જુનના વધ્યા અહકારે શ્રીકૃષ્ણે સ્તભને વિદારી ભાર ઓછો કર્યો ને કર્ણબાણે રથ દડા જેમ ઊડ્યો, એ યોગ પ્રક્રિયાની પ્રતીતિ દે છે

• હુ પોતે જ પ્લેટો, ટોલસ્ટોય રસ્કીન ઇમર્સન, સ્વીડન-બોર્ગના ગ્રથો વાચી યથને ડોલ્યે પછી રાજકવિ કનાપીનો 'સ્વીડન-બોર્ગના ધર્મ-વિચાર' ગ્રથ વાચ્યો કનાપીએ હદ કરી છે અને

કદાચ એ જ કારણે ધર્મ-અભ્યાસી મણિશંકર રત્નજી ભટ્ટ ઉર્ફે કવિ કાન્તે કનાપીના આ લેખથી ખ્રિસ્તી ધર્મને અપૂર્ણ માની ફરી હિંદુ ધર્મ સ્વીકાર્યો હશે

એ વિચારની ગડમથલે હું હતો એવે અરસામાં પોલ બ્રંટનનું 'The Search in Secret India' નામનું પુસ્તક મારે હાથ પડ્યું એ નિરીશ્વરવાદી પોલ બ્રંટન પ્રથમ આફ્રિકાના પિરામીડ તરફ ગયો ..અને પછી મળતી મન પ્રેરણાએ રમણ મહર્ષિના આશ્રમે જાહ્નવીને તીર વારાણસી ગયો. ત્યાં એને એક યોગી મળ્યો એને પોલ બ્રંટને એના મનોમંથનની અને યોગ વિષેની જિજ્ઞાસાથી કરેલ પરિભ્રમણની કથા કહી. પછી એક ચકલીને મારનાર કર્યું. પોલ બ્રંટને તેને મારીને બરાબર તપાસ્યું કે 'એ જીવવિહોણી છે!' પછી પેલા યોગીએ એને જીવત કરી!

આ કાળે જો વારાણસીનો યોગી ચકલી જીવત કરે તો ઉત્તરાપુત્ર પરીક્ષિતને કેમ ન જીવનો કરે યોગીઓનોયે ઇશ્વર કૃષ્ણ?

પશ્ચિમના વિજ્ઞાનની અસરે ઘેરાયેલા આપણા માટે એકદમ યોગ વિષે જાણવું બહુ દુષ્કર છે Science has studied external world and Yoga internal world. ગુરુઓ પણ અધૂરા પાત્રને એ શક્તિ નથી આપતા—એવી બીકે કે એ એ શક્તિનો દુરુપયોગ કરે હજારો વર્ષ પૂર્વે ભારતની નાલંદા યુનિવર્સિટીમાં ફક્ત ઉચ્ચતર માનસિક ભૂમિકાએ પહોંચેલાને જ જ્ઞાન ઝીલવા આવવાની પરવાનગી મળતી એ તો ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતા છે

પરમયોગી રામકૃષ્ણ પરમહંસનો એક દાખલો છે કે 'अष्टाचक मंहिता' એ ખટનાના ઓશિકા નીચે સંતાડી રાખતા ફક્ત સ્વામી વિવેકાનંદને જ એ વચાવતા કે જેણે પૂર્વના ઉચ્ચ જ્ઞાન સહેલામાં સહેલી

રીતે પશ્ચિમમાં પીરસ્યાં. પૂર્વ ને પશ્ચિમની સંસ્કૃતિનો શો ભેદ છે, એ વિષે સ્વામી વિવેકાનંદે વિલાયતમાં એક પ્રશ્નકારને સંક્ષેપમાં કહ્યું હતું કે ' You live in time and we live in eternal ! ' એ જ વિશિષ્ટતા છે આર્ય સંસ્કૃતિની અમર સંસ્કૃતિ છે આર્યાવર્તની. જર્મન કવિ ગેટેના એક દૃષ્ટાંતે આપ રીઝશો. ગેટેએ સંસ્કૃતનો અભ્યાસ કરી મહાકવિ કાલિદાસનું ' શાકુંતલ ' વાચ્યું, ને પછી સ્વદેશ જર્મની જઇ માથે ' શાકુંતલ ' મૂકીને એ નાચ્યો હતો !

" ગાંડો......ગાંડો...... ગાંડો......! " પણ શું ગાંડાનાં ભરાય ગાડાં ? અને ગેટેએ કહ્યું, " પૂર્વે ઊગે સૂર્ય ને પશ્ચિમ એનાં તેજ ઝીલે છે. હજી તો ' શાકુંતલ ' વાચ્યું છે મે; પણ એથી શ્રેષ્ઠ તો ' રામાયણ ' ને ' મહાભારત ' છે; અને એ વંચાશે ત્યાં લગી અમર છે આર્યાવર્તની સંસ્કૃતિ ! "



ભાગ છઠ્ઠો : યોગેશ્વર કૃષ્ણ—યોગેશ : મે ' ગીતેશ ' પૂર્ણ કર્યા પછી ' યોગેશ્વર કૃષ્ણ—યોગેશ ' લખ્યું. મને એક મિત્રે પૂછ્યું કે ' શ્રીકૃષ્ણે કુરુક્ષેત્ર પછી પચીશ વર્ષ શું કર્યું ? ' અને મે ઉત્તર આપ્યો કે ' ભૂંસાતી સંસ્કૃતિને ફરી સજીવન કરાવવામાં પ્રોત્સાહન દીધું. '

મહાભારત, ભાગવત, શાંકરભાષ્ય વગેરે અનેક અમર સાહિત્યનાં બીજ એ શાંતિના સમયે વવાણાં છે

અત્યારના જમાનામાં તો શાંતિ જ આપણે વિસારી છે. Leisure is the lost art of the modern world કુદરત એ પરમ શાંતિના પાઠ શીખવે છે. પણ કોને પરવા છે એ ઝીલવાની ?

आम ओम् आम् ' એ ઇક્ષ્વાગી વાત છયા યોગેશમા આક્ષેપવાનો મે પ્રયાસ કર્યો છે માડુક્ય અને છાંદોગ્ય ઉપનિષદના સામવેદનો ૐકાર સ્વર મે એમા ગૂથ્યો કે જ્યારે સિદ્ધાશ્રમના યોગેને શ્રીકૃષ્ણને દર્શને હાજિમ આવે છે

યાદવાસ્થળીના શાપ પછી મે ઉદ્ધવના ગાને મારા ઉપનિષદોનાં અધ્યયન સક્ષેપે ગૂથવા પ્રયાસ કર્યો છે

પણ પછી ' તુનસીશ્યામ 'ની સ્થાપના

રૈવતાચળ ગિરિવને ( ગિરનારને છાંરે ) તુલસીશ્યામ તીર્થધામ છે એની સ્થાપના—ઉત્પતિ—ના ઇતિહાસનુ તથ્ય ગમે તે હોય, પણ મારી કલ્પનાએ તો શ્રીકૃષ્ણશુકે અર્પેલી જે તુનસીની માળાએ રાધિકાજી સમાણા હતા એ માળાનુ ' પ્રભાસગમન ', ' યાદવાસ્થળી ' ને ' નિયકવેધ ' પહેના શ્રીકૃષ્ણ ગિરિવને સ્થાપન કરે એ મને વધુ સુયોગ્ય લાગ્યુ છે

યોગેશ્વરે વૃદાની માળા પધરાવીને ' રાધા—તુલસી 'ની ને ' શ્યામ—ઘનશ્યામ 'ની ઉપાસનાના પગન વાતા ગખ્યા છે જે સસારીઓ એ ઝીલે એ જગ તરે !

કેટકેટલા આ ઝીનશે, કહેશો ?

વિશ્વનુ ગાન સસારીઓને પુકારીને કહે છે કે ' જાગો ! જાગો ને ડગ ભરો લક્ષ્યે રાખ્યા નેત્રે ! ને નેત્ર જુતો અનામીનુ ! ત્યાગ છે પરમ સિદ્ધિ સસારના સ્વરપ્રતિસ્વરની જેના તારએકતાર મુક્તિનક્ષે વાગ્યા લાગ્યા છે !

सर्वं खल्विदं ब्रह्म ॥

# અનુક્રમ

## ( ગોકુલેશ )


૧ જન્મ
૨ ગોકુલ-ગમન
૩ ગોકુલેશ જન્મોત્સવ
૪ પૂતનાવધ
૫ શકટાસુરવધ
૬ યશોદા-વિશ્વદર્શન
૭ કૃષ્ણદામબંધન
૮ યમલાર્જુનમોક્ષ
૯ રાધિકા-મિલન
૧૦ વત્સાસુરવધ
૧૧ રાધિકા-માલા-ગ્રંથન
૧૨ બકાસુરવધ
૧૩ અઘાસુરવધ
૧૪ યમુનાતીરે
૧૫ બ્રહ્મગોપ-ધેનુ-હરણ
૧૬ બ્રહ્મ-સ્તુતિ
૧૭ યમુનાતીરે રાધિકા ને ધેનુકાસુરવધ
૧૮ કાલીયનાગદમન
૧૯ ફાલ્ગુનરંગ ને પ્રલંબાસુરવધ
૨૦ ઋતુ ગ્રીષ્મ ને દાવાનળ-સાંત્વન
૨૧ પ્રણયબંસરી


## ( રાસેશ )


૨૨ ગોપીવસ્ત્રહરણ
૨૩ ઋષિપત્ની-અનુગ્રહ
૨૪ ગોવર્ધનોદ્ધરણમ્
૨૫ ગિરિવર-ધર-ધારિણી
૨૬ રાધાનો સ્વપ્નસંસાર
૨૭ પ્રાણેશ્વરીનાં પ્રકટ દર્શન

૨૮ દાણલીલા
૨૯ રાધિકાનાં તન-મનનાં સમર્પણ
૩૦ **સોઽહમ્ શ્યામ**
૩૧ વરુણલોકેથી નંદરાયની વિમુક્તિ
૩૨ રાસ-પંચાધ્યાયી
૩૩ રાસ-પંચાધ્યાયી [ રાસેથી શ્રીકૃષ્ણનું અદર્શન ]
૩૪ રાસ-પંચાધ્યાયી [ રાસ-લીલા ]
૩૫ રાસ-પંચાધ્યાયી [જલ-ક્રીડા]
૩૬ રાસ-પંચાધ્યાયી [વન-ક્રીડા]
૩૭ અજગરેથી નંદરાયવિમુક્તિ ને શંખચૂડવધ
૩૮ યુગલગીત
૩૯ અરિષ્ટાસુરવધ
૪૦ અક્રૂર-આગમન
૪૧ ગોપીવિરહ
૪૨ મથુરાગમન ને ગુંજરીની માળામાં રાધિકાજી સમાણાં

## ( મથુરેશ )

૪૩ રંગારાનો વધ
૪૪ વનમાળી ને ફૂલમાલણ
૪૫ રાત્રિભ્રમણ ને કુબ્જામિલન
૪૬ ધનુર્ભંગ
૪૭ કંસવધ
૪૮ કંસમૃતદેહ—અગ્નિસંસ્કાર ને રાણીઓનો વિલાપ
૪૯ દેવકીજી ને વસુદેવ સંગે કુંવર કનૈયો
૫૦ ઉગ્રસેન—રાજ્યાભિષેક
૫૧ સાંદીપનિ—આશ્રમે
૫૨ ગુરુદક્ષિણા
૫૩ પુન મથુરાગમન
૫૪ ઉદ્ધવનો જ્ઞાનસંદેશ [ નંદરાય ને યશોદાજીના શોકવિસર્જન ]
૫૫ ઉદ્ધવસંદેશ-વ્રજમાં પ્રભાત
૫૬ " " વ્રજમાં મધ્યાહ્ન
૫૭ " " વ્રજમાં સંધ્યા
૫૮ " " વ્રજમાં રાત્રી ને રાધિકાજીના સ્વરૂપની ઝાંખી
૫૯ ગોકુલથી મથુરામાં ઉદ્ધવજીને અક્રૂરનું હસ્તિનાપુરગમન
૬૦ ચંદનનંદિની
૬૧ હસ્તિનાપુરેથી અક્રૂર-આગ

મન ને પાંડવોના સમાચાર
૬૨ જરાસંધનો ઘેરો
૬૩ મુચકુંદદ્વારા કાળયવનનો નાશ
૬૪ અઢારમી વારનો જરાસંધ-ઘેરો ને દ્વારિકાગમન


## ( દ્વારિકેશ )


૬૫ રુક્મિણી-સંદેશ
૬૬ વિદર્ભદેશ પ્રતિગમન
૬૭ રુક્મિણી-હરણ
૬૮ દ્વારિકાની વાટે રુક્મિ-પરાજય
૬૯ રુક્મિણી-લગ્ન
૭૦ જાંબુવંતી-લગ્ન
૭૧ જાંબુવતીને ઉપનામે
૭૨ સત્યભામા-લગ્ન
૭૩ પ્રદ્યુમ્નજન્મ ને હસ્તિનાપુર-ગમન
૭૪ દ્રૌપદીસ્વયંવરે પાંડવમિલન
૭૫ દ્રૌપદીલગ્ન-સમારંભ
૭૬ પાંડવો સંગે હસ્તિનાપુર ગમન
૭૭ ઇન્દ્રપ્રસ્થે કાલિંદી સંગે લગ્ન
૭૮ રતિ સહ પ્રદ્યુમ્ન-આગમન
૭૯ અષ્ટ પટરાણી
૮૦ ભદ્રાનું લક્ષ્મણ સંગે લગ્ન
૮૧ ભીમાસુરવધ ને પાર્થિવત હરણ
૮૨ રૈવતાચળ-મહોત્સવે સુભદ્રા હરણ
૮૩ ઇન્દ્રપ્રસ્થ-ગમન
૮૪ ખાંડવવનદાહ
૮૫ ઇન્દ્રપ્રસ્થે સભારચના
૮૬ નૃગોદ્ધાર
૮૭ પૌંડ્રકવધ
૮૮ કૌરવદષ્ટિએ પાંડવ પ્રતિ કૃષ્ણ-પક્ષપાત
૮૯ સાંબમુક્તિ
૯૦ ચિત્રલેખાનું અનિરુદ્ધહરણ
૯૧ અનિરુદ્ધનું કેદ થવું.
૯૨ કૃષ્ણ-અંતઃપુરમાં નારદજી અને અનિરુદ્ધ કેદ થયાની જાણ
૯૩ બાણાસુર-પરાજય અને અનિરુદ્ધ-ઉષા-લગ્ન
૯૪ જરાસંધે કેદ કરેલા રાજાઓનું દૂતપ્રેષણ ને રાજસૂયયજ્ઞ-આમંત્રણ

૯૫ શ્રીકૃષ્ણની ઇન્દ્રપ્રસ્થે રાજ-સૂયમંત્રણા ને જરાસંધવધ
૯૬ પાંડવ-રાજસૂયપર્વે શ્રીકૃષ્ણ
૯૭ શ્રીકૃષ્ણ-અર્ધ્યપ્રદાન અને શિશુપાળવધ.
૯૮ દુર્યોધનમાનભંગ ને વેર-બીજારોપણ
૯૯ શાલ્વવધ
૧૦૦ શ્રીદામા-મિલન
૧૦૧ પાંડવકૌરવ-દ્યૂત ને દ્રૌપદી-ચીરપૂરણ
૧૦૨ પાંડવવનવાસ-સમાચાર
૧૦૩ કામ્યકવને પાંડવ-મિલન
૧૦૪ દ્વારિકાએ શ્રીકૃષ્ણ
૧૦૫ વિરાટનગરે છૂપા વેશે પાંડવો
૧૦૬ વિરાટનગરે શ્રીકૃષ્ણ ને ઉત્તરા-અભિમન્યુ-લગ્ન
૧૦૭ પાંડવોને માર્ગદર્શન અને દ્વારિકા-ગમન
૧૦૮ રાજરાજેશ્વરી રુક્મિણીના મહેલે શ્રીકૃષ્ણ
૧૦૯ એક પક્ષે અનાયુધ કૃષ્ણ ને બીજે પક્ષે યાદવસેના


( ગીતેશ )


૧૧૦ કૃષ્ણવિષ્ટિ
૧૧૧ કૃષ્ણ-કુંતી-મિલન
૧૧૨ કૃષ્ણ-કર્ણ-મિલન
૧૧૩ કુંતી-કર્ણ-મિલન
૧૧૪ ઉપપ્લવ્યનગરે વિષ્ટિ-સમાચાર
૧૧૫ યુદ્ધ-તૈયારી
૧૧૬ યુદ્ધની પૂર્વભૂમિકા
૧૧૭ ધૃતરાષ્ટ્ર-ગાંધારી
૧૧૮ સંજય ને ધૃતરાષ્ટ્ર
૧૧૯ અર્જુનવિષાદ ને ગીતાજ્ઞાન
૧૨૦ યુદ્ધારંભ—ભીષ્મ સેનાધિપતિ - પદે
૧૨૧ બીજે દિવસ-ભીમપરાક્રમ
૧૨૨ ત્રીજો દિવસ
૧૨૩ ચોથો દિવસ
૧૨૪ પાંચમો દિવસ
૧૨૫ છઠ્ઠો દિવસ
૧૨૬ સાતમો દિવસ
૧૨૭ આઠમો દિવસ
૧૨૮ ભીષ્મ-પ્રતિજ્ઞા
૧૨૯ રાત્રિએ ભીષ્મશિબિરે દ્રૌપદીને સૌભાગ્ય-આશિષ

૧૩૦ નવમા દિવસનું દારુણ યુદ્ધ ને ગીતેશે ચક્ર ધર્યું
૧૩૧ દશમા દિ'નું યુદ્ધ
૧૩૨ બાણ–શય્યા
૧૩૩ શિબિરે પાર્થવિષાદ ને કૃષ્ણોપદેશ
૧૩૪ મહાભારત–સંગ્રામનો અગિયારમો દિ'; અને દ્રોણનું સેનાધિપતિત્વ
૧૩૫ અગિયારમો દિવસ
૧૩૬ બારમો દિ'; ભગદત્તવધ
૧૩૭ દ્રોણાચાર્યને અભિમન્યુનું આંતર દર્શન
૧૩૮ અભિમન્યુવધ ને રાત્રિએ પાર્થપ્રતિજ્ઞા
૧૩૯ ચૌદમો દિવસ, જયદ્રથવધ
૧૪૦ ચૌદમા દિ'નું રાત્રિયુદ્ધ ને ઘટોત્કચવધ
૧૪૧ રાત્રિયુદ્ધવિરામ ને કૃષ્ણે ભાખેલો પાંડવવિજય
૧૪૨ પંદરમો દિ'; દ્રોણવધ
૧૪૩ સોળમો દિવસ, કર્ણ સેનાધિપતિપદે
૧૪૪ સત્તરમો દિ'; કર્ણવધ
૧૪૫ અઢારમો દિવસ; શલ્યવધ ને દુર્યોધન–પલાયન
૧૪૬ સંધ્યાકાળે દુર્યોધનપતન
૧૪૭ પાંડવોની છાવણીએ હડહડ બળ્યો પાર્થરથ
૧૪૮ છાવણી બહાર ધૃતરાષ્ટ્રને શ્રીકૃષ્ણે આપેલું આશ્વાસન
૧૪૯ યુદ્ધાગ્નિશમન પછી વનચગ
૧૫૦ નિશાયુદ્ધ ને મહાસંહાર પૂર્ણાહુતિ
૧૫૧ પાર્થને અશ્વત્થામાનાં બ્રહ્માસ્ત્ર
૧૫૨ હસ્તિનાપુરે યુધિષ્ઠિરનું રાજ્યારોહણ
૧૫૩ બાણશય્યાએથી ભીષ્મોપદેશ ને ભીષ્મસ્વર્ગારોહણ
૧૫૪ અશ્વમેધયજ્ઞ ને ઉત્તરાના મૃતપુત્રનું સજીવનકરણ
૧૫૫ દ્વારિકાગમન

( યોગેશ )

૧૫૬ કૃષ્ણદર્શને સિદ્ધાશ્રમના યોગેન્દ્રો
૧૫૭ પિંડારકતીર્થધામે યાદવોને શાપ

૧૫૮ દ્વારિકાપ્રલય-આગાહી
૧૫૯ યોગેશ્વર કૃષ્ણે ઉદ્ધવને આપેલું જ્ઞાન
૧૬૦ તુલસીશ્યામ-સ્થાપના
૧૬૧ રાણીઓને પરાપ્રકૃતિ રાધિકાજીનાં દર્શન
૧૬૨ શંખોદ્ધાર ને પ્રભાસ-ગમન
૧૬૩ યાદવાસ્થળી
૧૬૪ ત્રિચક્રવેધ
૧૬૫ શાન્તાકારં ભુજગશયનમ્॥

⊙

# યોગેશ્વર કૃષ્ણ

## [ ગીતેશ ]

( ૧૧૦ )

## કૃષ્ણવિષ્ટિ

સૃષ્ટિએ હતી ઋતુ હેમંત
ને અભ્રવિહોણું આભ

ઝણુંખતુંઘું નીલવર્ણું બની
લીલી હરિયાળી મનોહર ધરતીએ,
ને હેમંતઉન્મત્ત મધુર પંખીડાં
આમ ને ધરતીના પડ મધ્યે
શીતળ અનિલની કોમળ લહરીએ,
ઊડંતા ઊડંતાં કહેતાં હતાં
પ્રકૃતિને કલરવ કરીકરીને
ગાજંતી ઋતુ હેમંતમાં
કે સજે ઉલ્લાસીલા વાઘા
આનંદી આનંદીને કે
જગતહિતાર્થને કાજ
આજ યોગેશ્વર કૃષ્ણ
ભારતને વિગ્રહેથી ઉગારવા
દૂતકર્મે સંચરે છે હસ્તિનાપુર
રેલવવા શાંતિના ગાહ
પણ કેટકેટલાએ સંસારે
માન્ય રાખ્યા છે શાંતિના રાહ ?

વિરાટનગરેથી પાઠવ્યા દૂતે
સમાચાર દીધા નિરાશાભર્યો
કે કૌરવ ઇનકારે છે
પાંડવોની અલ્પ માગણીને,

પાંચ ગામના ગરાસનીયે !
શું નીતિ-અનીતિ આજે
પ્રશ્નકારે મુકાતી હતી ?

અને સાચવવા નીતિનું પ્રમાણ
સંસારના સહસંચલનને કાજ
પધારતા'તા યોગેશ્વર કૃષ્ણ
વિગ્રહવિરોધક બનીને
દયાળુ સુલેહના દૂત.
વિરાટનગરીએથી કરી પ્રયાણ
ગામે રહ્યા રાત્રિવાસ.
પછી પ્રભાતે
આદર્યાં જેવાં હસ્તિનાપુરે પ્રયાણ
એવે આભ-કુમારિકા કુંજલડીઓએ
ઘેરાવે ઊડી કાઉ...કાઉ...કરી
આજે લીધા અદ્ગાના રાસ
વેરીને ઉલ્લાસનાં ફૂલડાં,
શુ વધાવવા કૃષ્ણચંદ્રને !

એ નિહાળી
દારુકસારથિહાંક્યા રથે
મલકતા વદ્યા કૃષ્ણરાજ:

" સાત્યકિ ! આભનાં પંખીડાં આનંદે છે,
પણ નહીં આનંદે ભારતજનો ! "
" મહારાજ ! શાં વદો છો વેણ ? "
" સાત્યકિ ! અવશ્યંભાવી ઘોર આંધી
ને વાશે સંહારના વંટોળ.
લેશ નથી મુજને આશ
કે વિગ્રહનાં શમશે પૂર. "

રથચક્ર ફરતાં'તાં,
કાપતાં હસ્તિનાપુરમારગડા.
" મહારાજ ! શી છે વિશિષ્ટતા !
રણબંકા અર્જુન ને ભીમકર્મા શા
સંધિની સેવે છે આશા,
ને પણે દુર્યોધન યુવરાજને
લેવા છે યુદ્ધના લહાવા ! "
" સાત્યકિ ! જીવનના સંગ્રામ છે ! "
" મહારાજ.......... ! "
' સાત્યકિ ! દ્રૌપદીને છે વેર,
કૃષ્ણા બની છે પીંદરી વાઘણ !
એને લેવા છે
સતીત્વના અપમાનના બદલા.
[illegible]

કંકર શાં રોળ્યાં સતીનાં ગૌરવ,
પ્રજ્વળશે હવે કંકરે કંકરેથી
ધખધખતા વૈર–અંગાર !"
" ક્યારે શમશે ? "

એ સાત્યકિવેણુલાના
કૃષ્ણચન્દ્રે દીધા શીતળ પ્રત્યુત્તરઃ
" શમશે...શમશે...શમશે એ
ઝળહળ ઝળહળ જલી જ્યારે
પાપ બનશે પુણ્યની ખાખ ! "

પછી હસ્તિનાપુરનાં દીસ્યાં સૌ દર્ષે
ઊંચા ઊંચા મિનારા—
શું આભને પ્રશ્નતા'તા
એ જ સમસ્યા ?
કે કાળની અવધે
શિલ્પકળા હસ્તિનાપુરની
પાપવિહોણી બની ધરતીએ ઢળી
શું પુણ્યવંતી ખાખ બનશે ?
કે ઇતિહાસકારો
ખાખ ચોળશે સ્મરણની
અંચળો ઓઢી યુગ દ્વાપરનો ?

અને. . .

ઘનશ્યામ-રથ પ્રવેશ્યો હસ્તિનાપુર નગરે
એના કીધા સન્માન
ભીષ્મ, દ્રોણ કૃપાચાર્ય, વિદુર ને સહુએ
પછી સભામંડપે
અંધ રાજ ધૃતરાષ્ટ્ર ભેગ્યા.
" કૃષ્ણ ! ભલે પધાર્યા હસ્તિનાપુરે ! "
" ધૃતરાષ્ટ્રજી ! વિગ્રહવિરોધક બનીને
દૂતકર્મે આવ્યો છું આજ ! "

અને સભાખંડે
હકડેઠઠ જામી'તી કૌરવકચેરી,
સિંહાસને બિરાજ્યા'તા અંધ રાજ ધૃતરાષ્ટ્ર,
ને રાજ્યસ્તંભ શા ભીષ્મ દ્રોણ આદિ
શુક્લપક્ષની અજવાળી રાજ્યપ્રગતિએ
શોભતા તા ચંદ્રઅજવાળાં શા
પણ અંધારાયાં હતી
યુવરાજ દુર્યોધન ને સંગાથીઓની
અવરોધના સુસવાટ

અને ..

શાંત સ્તબ્ધ હતું સભાગૃહ
ઉત્કંઠ એકાગ્ર મનડે પ્રતીક્ષા કરતું
કે કેવાં વદે છે કૃષ્ણરાજ વેણુલાં.

અને......?
જાણે પ્રતિભા પ્રસરી,
નીરવ શાંતિ વ્યાપી સર્વ માનવ વ્યક્તિએ,
ને આસનેથી ઊઠયા ઘનશ્યામ
મેઘાડંબર ગર્જ્યો જાણે
ધરતીએ પાડતો પડછંદા :
" રાજન્ ! વિગ્રહવિરોધક બનીને
મંગલ કામનાના અભિલાષે
આવ્યો છુ દૂતકર્મે,
ઉભય પાંડવ ને કૌરવ પક્ષ હિતકાર્યે.
લાંછન લાગે છે, રાજ !
ભારતે ઊડતી પુરુવંશી ધ્વજાને
કે સગોત્રીએ પ્રવર્તે છે વૈર.
લાલનપાલને ઉછેર્યા છે આપે
પુત્રવત્ ભાવના રાખી પાંડુપુત્રો ! "

એ કૃષ્ણવેણુલે

અને……?
ઘનશ્યામરથ પ્રવેશ્યો હસ્તિનાપુર નગરે
એનાં કીધાં સન્માન
ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, વિદુર ને સંજયે.
પછી સભામંડપે
અંધ રાજ ધૃતરાષ્ટ્ર ભેટ્યા.
" કૃષ્ણ ! ભલે પધાર્યા હસ્તિનાપુરે ! "
" ધૃતરાષ્ટ્રજી ! વિગ્રહવિરોધક બનીને
દૂતકર્મે આવ્યો છું આજ ! "

અને સભાખંડે
હકડેઠઠ જામી'તી કૌરવકચેરી,
સિંહાસને બિરાજ્યા'તા અંધ રાજ ધૃતરાષ્ટ્ર,
ને રાજ્યસ્તંભ શા ભીષ્મ, દ્રોણ આદિ
શુક્લપક્ષની અજવાળી રાજ્યપ્રગતિએ
શોભતા'તા ચંદ્રઅજવાળા શા.
પણ અમાછાયા હતી
યુવરાજ દુર્યોધન ને સંગાથીઓની
અવરોધના સુસંચલન.

અને……

બન્ને પક્ષે દીધા છે કોલ
ભારતના રાજરાજનોએ ભળવાના.
ઘોર સંહાર મંડાશે.
વિનાશ ન નોતરો, રાજન્ ! "

ને સત્યવેણુ પડઘા
સારાયે રાજ્યરત્નોએ ઝીલ્યા.
પણ દુર્યોધન યુવરાજ ?
विनाशकाले विपरीतबुद्धिः
એણે દ્દષ્ટિદોરે પ્રશ્ની
સર્મવિચાર મિત્રમંડળીને
લાધ્યા જેના ઇશારતસમર્થને
પછી સર્યા મુખવેણુલા.
" કૃષ્ણરાજ ! બહુયે દીધી શીખ,
પણ મુજ બુદ્ધિપ્રેરણાએ
કહું છું તે સુણો આજ.
યુદ્ધ ! આવશ્યક છે ! "

એ દુર્યોધનવેણુના
દીધા ભીષ્મે પ્રત્યુત્તર:
" યુવરાજ ! સચેતતાએ ચેતો આજ,

સમભાવના સગોત્રીની આચ્છાદાએ
વૃદ્ધ અંધ ધૃતરાષ્ટ્ર મનડે
" કૃષ્ણ ! સત્ય છે તમ વેણુલાં ! "
" ધૃતરાષ્ટ્રરાજ ! સત્ય પેખો છો તો
સત્યના દાખવો સાર
ને સુખશાંતિ ને નિશ્ચિન્તપણે
વ્યતીત કરો ધર્મસ સાર;
દઈ પાંડવનો રાજવિભાગ
શાતા અનુભવશો મનડાની વિશ્રાંતિએ
ને ખ્યાતિ પામશો સંસારે;
ભારતે બનશો વિજેતા
ગાંડીવધારી પાર્થ બળે.
ધર્મ, અર્થ ને કામ
ત્રિગુણાત્મક છે આ મુજ આદેશ,
વિમાસશો ને અમાન્ય રાખશો તો ! "

એ કૃષ્ણવેણુનાએ
પરિભ્રમણ કર્યું સારાયે સભામંડપે
ને અણઉત્તર શાંતિ પછી
ફરી સર્યા કૃષ્ણબોલ :
" રાજન્ ! સારાયે ભારતવર્ષનું ભાવિ
અવલંબે છે યુદ્ધસંહારે.

" કૃષ્ણરાજ ! પાંડવનો કે કૌરવનો
એ કહેશે રણસંગ્રામ ! "
ને વેણુ વદી ક્રોધે
સભામંડપ તજ્યો દુર્યોધને
ને પૂંઠે દોરાયા કર્ણાદિ,
સભામાં પ્રસરી સ્મશાનશાંતિ.
ધરતીને પ્રશ્નતા'તા ભીષ્મ-દ્રોણ
કે શા નિર્ધાર છે ભાવિના ?

એ મન્થનના ઉત્તર
સભામાં પ્રવેશી દીધા
મહારાણી ગાંધારીએ.
આશ્ચર્યની પ્રસરી રેલ,
સભાજનો આસનેથી ઊઠયા.
પ્રણામતા કૌરવ રાજરાજેશ્વરીને.
સતારવા સતે
અજાણ્યું માનવૈસું,
ને ગ્રહણ કર્યા મનકોણઃ
" સભાસજ્જનો ! અવલોકું છું આજ
પ્રગતિશીલ કૌરવરાજ્યની.
કુલાંગાર મુજ પુત્ર છે.
મુજ કુલવધૂ સતીશિરોમણિ દ્રોપદીના

યુગ દ્વાપરની પરમ સમૃદ્ધિને
યુગપાર કરશે મહાસંહાર,
ને ઉજ્જ્વળ ભાવિ અંધારશે ભારતનું !'

પણ ભીષ્મવેણના
ઊડી ગયાં અર્થવિહોણાં,
ને સુણાયા અનાગવાણીના પ્રત્યાઘાત
દુર્યોધનની સંકુચિત વક્ષ્યતાના
'પિતામહ ! ભાગ્યવિધાતા મનીશ ભારતનો કે
કાં પોઢીશ વીરશય્યાએ !'

એ સુણી કીધું કૃષ્ણચંદ્રે અટ્ટહાસ્ય
પછી ભાલચંદ્રે ભ્રૂકુટિ ભેગી
ને નેત્રથી ઝર્યા અંગાર
પછી ગંભીર મુખમુદ્રાએથી સર્યાં
ગૂઢ વેણુ અગમ ભાખતા
'દુર્યોધન યુવરાજ ! વીરશય્યાએ પોઢ્યાના કોડ
અવશ્ય નહીં રહે અધૂરા
સાપ પુકારે છે વ્રજના
ને ભાખે છે ભારતનું ભાવિ
કૌરવોનો નિર્મૂળ વિનાશ !

" કૃષ્ણરાજ ! પાંડવનો કે કૌરવનો
એ કહેશે ગણસગ્રામ ! "
ને વેણ વદી ક્રોધે
સભામંડપ તજ્યો દુર્યોધને
ને પૂંઠે દોરાયા કર્ણાદિ,
સભાએ પ્રસરી સ્મશાનશાંતિ.
ધરતીને પ્રશ્નતા'તા ભીષ્મ-દ્રોણ
કે શા નિર્ધાર છે ભાવિના !

એ મન્થનના ઉત્તર
સભાએ પ્રવેશી દીધા
મહારાણી ગાંધારીએ
આશ્ચર્યની પ્રસરી રેલ,
સભાજનો આસનેથી ઊઠયા,
પ્રણામતા કૌરવ રાજરાજેશ્વરીને.
સતાત્વા સતે
અન્તયુ માનદૈયું,
ને ગ્રહણ કર્યા મનક્ષેણ:
" સભાસજ્જનો ! અવધપ્રેખું છું આજ
પ્રગતિહીન કૌરવરાજ્યની.
કુલાગાર મુજ પુત્ર છે.
મુજ કુલવધૂ સતીશિરોમણિ દ્રૌપદીના

પરિહાસ કરાવ્યા હસ્તિનાપુર રાજસભાએ.
સભાજનો ! દોષ તમ શિરે છે.
દુષ્ટ છે દુર્યોધન
સત્યવંતાઓને વનવાસ દીધા,
ને હવે આવી છે સમીપ
વિનાશની અવશ્ય પળ.
ચેતજો... ચેતજો... ઓ રાજ્યરત્નો !
અબળાની આ શીખ છે.
જ્યાં કૃષ્ણ છે ત્યાં ધર્મ છે.
ને ધર્મ છે ત્યાં જય છે.

અને સભામંડપ તજ્યો
ગૌરવવંતી કૌરવ મહારાણીએ;
સત્યની જાણે પરમ જ્યોત
શું ઝબકીને ઊડી ગઈ !

દિઙ્મૂઢ બની સારી સભા
વિચારણાએ ખાતી ઝોલાં.
એવે રાજ્યસિંહાસનેથી સર્યાં વેણ:
" વિદુર ! જાઓ તજી દુર્યોધને
જે રાખ્યાં દ્વારિકેશનાં માન. "

મહાનુભાવ ક્ષમા કરશે,
પણ નથી આ સજ્જનની રીત ! "

અને વિદુરજીએ ભર્યાં ડગ.
સૌમ્ય મૂર્તિ જાણે
દુર્જનને મનામણે પધારી
સ્તબ્ધ હતા સભાજનો
કે કેવાક ભાવિના નિશ્ચય
ડગમગ ડોલાવશે દુનિયા ?
ને પ્રવેશ્યો પછી યુવરાજ
ચંડાળચોકડીની મંત્રણાસિદ્ધિએ
હાકામાકા થયો સભામંડપ
દુષ્ટ ઝાળ દુર્યોધનની પારખી,
એને કરવા'તા કૃષ્ણને કેદ
એવે કૃષ્ણ-અંગરક્ષક સાત્યકિ
મ્યાનેથી જેવે વીંઝે તનવાર
એવે ઝાલ્યો કૃષ્ણે કર,
ને વદ્યા સભા સમક્ષ વેણ :
" સાત્યકિ ! ધૈર્ય ધર !
કેદખાને જન્મ્યો'તો હું
ને તુરંગના ઊઘડ્યાં લોહકમાડ,
વિસાત નથી મગતરાની ! "

અને કૃષ્ણે કીધો તીવ્ર દૃષ્ટિપાત
સારીયે સભાભેદની મૂઠ
" દુર્યોધન ! અસદ્ભાવ માનીને
ભલી બીડી જકડવાની હામ,
પણ આયુધસહ છું,
ને છે યદુ યોદ્ધા સગાથ ! "

અને કીધું કૃષ્ણે અટ્ટહાસ્ય
સંબોધી અંધ રાજનને
" ધૃતરાષ્ટ્રરાજ ! શસ્ત્રસજ્જ છું,
પણ નથી કરવા એના ઉપયોગ.
જાઉં છું આજ,
ને અનાયુધ મળીશ કુરુક્ષેત્રે,
પણ પુત્રને દેજો જ્ઞાન—
અસત્ય કદી નહિ જીતે સત્યને ! "

અને. ... ?
વાવવરના ટોળાંએથી જાણે
એકાકી ગયો પટાધિર.
કોની હતી મજાલ કે
શકે મારગમાં ?

અને કૃષ્ણગમન પછી
ભયના વિદ્યુત્તાર
સભાને થરથર ધ્રુજાવતા'તા
દુર્યોધન, કર્ણ ને દુઃશાસન, શકુનિ
સ્તબ્ધ થઇ ગયા ઘડીક
ને ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય ત્રિપુટિ
ત્રિલોકધારીને પ્રાર્થતી'તી.
શી છે તુજ અકલિત કળા ?

એવે સર્યાં પ્રજ્ઞાચક્ષુ રાજનનાં વેણ
" દુર્યોધન ! પુત્ર છો કે પાપ ?
વિનાશને દે છે આમંત્રણ !
પેખું છું તુજની હાર ! "

અટકયા ધૃતરાષ્ટ્રરાજ
ને વીતી શાંત પળ
એને તોડી દુર્યોધન યુવરાજે
" પિતાજી ! સેવો મ નિરાશા;
આશાવાદી છું હું,
શી છે પાંડવોની વિસાત ?
પિતામહ છે વિજયનું પ્રતીક;

ગુરુ દ્રોણની શસ્ત્રવિદ્યા
આજમાવે ધરતીએ હાશે !"

ફરી પ્રસરી ઘડીક શાંતિ
ને વદ્યા ધૃતરાષ્ટ્ર રાજન.
" દુર્યોધન ! પિતામહનાં છે બે નેત્રો
પાંડવ ને કૌરવ સમાન,
ગુરુ દ્રોણના શિષ્યો
સૂર્ય ચંદ્ર સમા છો બેય.
ઘડીક વિચારીશ કે
તુજ પક્ષે રહી કરશે યુદ્ધ,
પણ એ હશે અધૂરાં મનનાં.
માનવલાગણીની યુગયુગની
રીત છે !"

અને......?

## ( ૧૧૧ )

## કૃષ્ણ–કુંતી–મિલન

હસ્તિનાપુરના ઉત્તર કોણે
શ્વેત અશ્વો જોડ્યો ઊભો રથ
ને મર્દીથી ઊતર્યા ઘનશ્યામ.
" ફૈબા, ફૈબા, ફૈબા ! "

અને ઊઘડ્યું દ્વાર
કોણ ?...બેટા કૃષ્ણ ! "

અને વનવાસ સેવતા પુત્રની માતાએ
આવકાર્યો આપ્ત-બંધુપુત્રઃ
" સર્વ કુશળ તો છે ને દ્વારામતીએ ! "

ને સાદા સાજ ભર્યા ખંડે
લેના આસન વધ્યા કૃષ્ણઃ

' તાતભગિની ! સર્વ કુશળ છે,
પણ વિશેષ કુશળ છે પાંડવ વિરાટનગરે !"
ને કટાક્ષવેણ વદ્યાં કુંતાજીઃ
" અપમાન સહીસહીને ! "
" તાતભગિની ! અપમાનની આવી છે અવધ,
સુયોગ દીધો છે વિધાત્રીએ
રણસંગ્રામે નિર્ણીત કરવા સત્યાનુરાગ ! "
" કૃષ્ણ ! સત્ય નહિ છૂપે કદી.
મુજ પુત્રવધૂ પાંચાલીનાં ખેંચ્યાં ચીર
ને ' દાસી ' ' દાસી ' કહી અપમાની
મર્મવેધક મારીને મહેણાં "
" તાતભગિની ! મહેણાં મારનારનાં મર્મસ્થળ
ભેદશે આપણાંયા બળે ! "

અને ઊઠ્યા કૃષ્ણ
પ્રણામી પ્રણામી કુંતાજીને,
પછી ઊતર્યા ગૃહના સાત સોપાન
ને બિરાજ્યા રથે,
શ્વેત ઘોડલાએ ભર્યાં ડગ
ને ફર્યાં રથચક્ર.
પછી અદૃશ્ય થયો ધ્વજ
ત્યાં લગી નીરખી રહ્યા
શું પાંડવજનની ?

## ( ૧૧૨ )

## કૃષ્ણ-કર્ણ-મિલન

હસ્તિનાપુર તજીને ઉપપ્લવ્ય નગર દીમણો
સંચરતો'તો કૃષ્ણરથ
પરોણાગતના પ્રત્યક્ષ પ્રમાણ ધારી
અંધ ધૃતરાષ્ટ્રરાજની રાજ્યદક્ષતાએ
ભીષ્મ દ્રોણ કર્ણ વિદુરને
કીધા'તા કૃષ્ણવળાવિયા
ને હસ્તિનાપુરની નગરસીમાતે
યોગેશ્વર કૃષ્ણે થોભાવ્યો રથ
" પિતામહ ! પુન પધારો.
ભાવિ દે છે કોલ

કે મળશું કુરુક્ષેત્રે "

અને હરખ્યા કૃષ્ણ,
એ ઝીલ્યું ગુરુ દ્રોણાચાર્યે મલકામણે
" મધુસૂદન ! . ..પછી ! "
, 'દ્રોણજી ! પછી શિષ્ય જીતશે ગુરુદેવને;
સ્વર્ગે યે આનંદશોને ? "
" કૃષ્ણરાજ ! અત્યંત આનંદીશ.
મહાભાગ્ય ગુરુના કે
સવાયો બનશે શિષ્ય પાર્થ ! "
ને વિદુરજી વધ્યા
" પ્રભો ! અંતિમ કાળ છે અસત્યનો ! "
" વિદુરજી ! સત્ય એના દેશે પ્રમાણ ! "

પછી કૃષ્ણને પ્રણામ્યો કર્ણ:
' કૃષ્ણરાજ ! ક્ષમા કરજો અવિનય
જો અણજાણ થયો અમથી ! "
" કર્ણ ! મહાવીર છો
વીરના ઘાવ વીર ઝીલે,
પણ પધારીશ યોજન એક સંગાથ ?
મનોવિચાર લેશું-દેશું ? "

અને કર્ણ વિરાજ્યો કૃષ્ણરથે

સૂર્યનું કિરણ જાણે
ચંદ્રને કહેતું'તું વાત:
" મહારાજ ! ફરી ક્ષમા યાચું છું
કો' અવિનયની ગણીગણીને ! "
" કર્ણ ! મહાપંડિત છો
ને છો ધર્મશાસ્ત્રવેત્તા.
મુજના નથી કીધા અવિનય
પણ છેહ દે છે માતાને ! "
" માતાને......! "

એ કર્ણઆશ્ચર્યવેણ
વીંધી રહ્યાં રથચક્રધોંધાટ.
" કર્ણ ! કાનીન પુત્ર છો
પાંડવજનની કુંતાજીનો તું ! "

જાણે આભ તૂટયું,
ધરણી રસાતળે ગઇ,
એવી થઇ કર્ણમનોવ્યથા.
" મહારાજ ! સત્ય વદો છો ? "
" કર્ણ ! ન ઉખેડીએ ઇતિહાસના અગોચર.
કાનીન પુત્ર કુંતાજીનો છો તું,
પ્રમાણ છે ધર્મશાસ્ત્રનાં,
જ્યેષ્ઠ પુત્ર પાંડુરાજનો તું.

કે મળશું કુરુક્ષેત્રે "

અને હસ્યા કૃષ્ણ,
એ ઝીલ્યું ગુરુ દ્રોણાચાર્યે મલકામણે
" મધુસૂદન !... ..પછી ? "
, 'દ્રોણજી ! પછી શિષ્ય ઉતરશે ગુરુદેવને;
સ્વર્ગે યે આનંદશોને ? "
" કૃષ્ણરાજ ! અત્યંત આનંદીશ.
મહાભાગ્ય ગુરુના કે
સવાયો બનશે શિષ્ય પાર્થ ! "
ને વિદુરજી વદ્યા
" પ્રભો ! અંતિમ કાળ છે અસત્યનો ! "
" વિદુરજી ! સત્ય એના દેશે પ્રમાણ ! "

પછી કૃષ્ણને પ્રણામ્યો કર્ણ:
" કૃષ્ણરાજ ! ક્ષમા કરજો અવિનય
જો અણજાણ થયો અમથી ! "
" કર્ણ ! મહાવીર છો
વીરના ધાન વીર ઝીલે,
પણ પધારોશ યોજન એક સગાથ !
મનોવિચાર લેશું-દેશું ! "

અને કર્ણ વિરાજ્યો કૃષ્ણરથે

સૂર્યનું કિરણ જાણે
ચંદ્રને કહેતું'તું વાતઃ
" મહારાજ ! ફરી ક્ષમા યાચું છું
કો' અવિનયની ગણીગણીને ! "
" કર્ણ ! મહાપંડિત છો
ને છો ધર્મશાસ્ત્રવેત્તા.
મુજના નથી કીધા અવિનય
પણ છેહ દે છે માતાને ! "
" માતાને......? "

એ કર્ણ આશ્ચર્ય વેણુ
વીંધી રહ્યાં રથચક્રધોધાટ.
" કર્ણ ! કાનીન પુત્ર છો
પાંડવજનની કુંતાજીનો તું ! "

જાણે આભ તૂટ્યું,
ધરણી રસાતળે ગઈ,
એવી થઈ કર્ણ મનોવ્યથા.
" મહારાજ ! સત્ય વદો છો ? "
" કર્ણ ! ન છુપેડીએ ઇતિહાસના અગોચર.
કાનીન પુત્ર કુંતાજીનો છો તું,
પ્રમાણ છે ધર્મશાસ્ત્રનાં,
જ્યેષ્ઠ પુત્ર પાંડુરાજનો તું.

પાંચ પાંડવ ઝીલશે તુજનાં વેણ
અનુસર્તા થઈશ હું તુજનો
ને ચક્રવર્તી થઈશ ભારતખંડનો
યશોગાન ગવાશે યુગદ્વાપરે
કર્ણ ! કર્ણ ! પાંડવપક્ષે પધાર
સન્માનશે ધર્મ યુધિષ્ઠિર;
પ્રત્યક્ષ પ્રમાણ જો પારખ આજ
મુજ વેણે રાખીને વિશ્વાસ ! "

એ કૃષ્ણવેણુએ
ઝબૂકી કર્ણની તમસા:
" મહારાજ ! સખાપણાના દાખવી રાહ
મુજ શ્રેયકારક કહ્યાં વેણ,
પણ કૃતજ્ઞ છું હું દુર્યોધનનો.
મુજ બળે અવલંબીને
વિગ્રહના કીધા છે કૌરવપક્ષે સંકેત;
અશક્ય છે મહારાજ મુજ પક્ષત્યાગ ! "
" કર્ણ ! ભાવિ ભુલાવે છે "
" મધુસૂદન ! ભાવિએ ભુલાવ્યો સૂતપુત્ર કહી,
મ ભુલાવો હવે કે
વરી કીર્તિને અપકૃતિએ રહે લાંછન
વળી છે મુજ પ્રતિજ્ઞા
કે પાર્થના લઈશ પ્રાણ ! "

એ વેણુસે મલકયા કૃષ્ણ
ને ઝીનો વદ્યો ગંભીરતાએ કર્ણ :
" મ ઉપહાસો, યદુનંદન !
સ્પષ્ટ છે ભાવિ
જગતે અંતરી અધોગતિ પામનારના
ક્ષાત્રબીજ હું સૂતપુત્ર કહાવ્યો,
સારથિ અધિરથ ને રાધાએ
લાલન-પાલને પોષ્યો દેહ,
સૂતજાતિએ કીધા લગ્ન,
જકડાયો પુત્રપૌત્રની ગ્રંથિએ.
વળી મહારાજ દુર્યોધને
રાજ્યવૈભવ દીધા અપાર.
કૃતઘ્ની નહિ થાય કર્ણ, મહારાજ ! "
લોક પરિહાસે કે મૃત્યુએ ડરી
ને લીધા પાંડવસાથ
કલંકિત સાંનિધ્યે પછી
રાજ્યાસન પામીને સંસારે
શું લોકે અપકીર્તિ વહોરું ?"

રથ ધપતો'તો,
સંભળાતા'તા ફક્ત અશ્વડાબલા.
મુખે મુખ નિહાળતાના મન
મનોમન દેતા'તા સાક્ષી.

એવે હાસ્ય સધું સર્વ પુત્રવચનેઃ
" મહારાજ ! અજય પાંડવસાગરે
ખાળવંતી ભળી છે શૌર્યસેના
ને અસાધારણ શક્તિસમ્પન્ન
પુરુષશ્રેષ્ઠ હાંકશે પાર્થનો રથ ! "

કર્ણ મલક્યો કૃષ્ણમુખડે,
પણ જાણે સળગતું'તું
અનુતાપે કર્ણહૈયુઃ
" યોગેશ્વર ! ભાગ્યે કરાવ્યાં પાપનું
માનશે પૂર્ણ પ્રાયશ્ચિત્ત કર્યું
કે જે દિ' વીરશય્યાએ
પાર્થે પોઢાડશે ગાંડીવબાણે ! "
અને રથ થોભાવ્યો કૃષ્ણેઃ
" કર્ણ ! વીર છો
ને કિરણ છો શૌર્યભાનુનું.
અમર રહેશે તુજ કીર્તિ ભારતે ! "
અને ભેટ્યા બે વીર.
પછી બે રથો
કૃષ્ણના ને કર્ણનાએ
ઊલટી દિશાના લીધા મારગડા.
શું ન્યારા ન્યારા હશે
સંસારે રાહ !

# ( ૧૧૩ )

## કુન્તી–કર્ણ–મિલન

યોગેશ્વરેશ્વરની યોગપ્રતિભાએ
કર્ણઆત્માના માયાઆચ્છાદન
ક્રમે ક્રમે થતાંતાં વિલીન

એ હતો મધ્યાહ્ન ગંગાઘાટે
ને ઉપાસના કરતા કર્ણે
આભના ભાસ્કરને પ્રશ્ન્યા:
" શું નાશવંત દેહોનાં તૂટ્યાં બંધને

આત્મા પરબ્રહ્મ છે !"
તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ।
પછી પૂર્વ તરફ રાખી મુખ
વેદોના મંત્રોચ્ચારણે
રોજિંદી આદરી કર્ણે સૂર્યઉપાસના.

° ° ° °

ભાસ્કરનાં કિરણ
પ્રસરતાં'તાં સારીયે સૃષ્ટિએ,
એને ઝીલી ઝીલી પાંડવમાત કુંતી
કો' અગમ્ય વિમાસણે ડોલતી'તી.
" શું અનિવાર્ય છે યુદ્ધ ?
કૃષ્ણની એળે ગઈ વિષ્ટિ
ને કૌરવપક્ષની સેનાસજાવટ
શું આચ્છાદે છે મુજ પુત્રોને
ભયનાં અભ્ર ?"
આજે નિહાળ્યું કુંતાજીએ,
પૂરતા'તા સૂર્યદેવ તેજ
એને પ્રણમીને
કુંતાજી વદ્યાં ગૃહપરસાળે ઊભી
" સૂર્યદેવ ! જીવનના પૂર્યાં તેજ
કૌમારે મુજ કૂખે આપીને બાળ
એ બાળ...... ?"

વણસુણ્યાં રહ્યાં એ વેણ,
ને ભર્યાં કુંતાજીએ ડગ.
શાં હશે મનોમન્થન ?

મન કહેતું'તું દેહને
ને શરીર પ્રશ્નતું'તુ મનડાને
કે 'શું એ ઉદરજાયાએ વૈર ?'
એ સહોદરના વૈર
શમાવવાં'તાં માતાને,
પણ આશાથી દ્વિગુણી છે નિરાશા
એ કેટકેટલાએ જાણ્યું છે ?

અને યમુનાનાં નીર
ખળ...ખળ...વહેતાં'તાં
બે કાંઠે ભર્યાં છલકતાં,
ને ઘાટે બેઠો તો
તાલવૃક્ષ શો પડછંદ
ને સુવર્ણવર્ણો કર્ણ
નિમગ્ન તપશ્ચર્યાએ.
'શૌર્યતપસ્વી છે કે બ્રહ્મતપસ્વી ?'

કુંતાજીનાં સર્યાં મનોગત વેણ
પુત્રસ્નેહાનંદભર્યાં છલકયા

' શી પ્રતિજ્ઞા...? '

એ વેણુએ ભર્યાં ડગ ,
કાનીન પુત્ર સમીપ માનાએ,
ગગા-કાંઠે હતી નીરવ શાંતિ
ખગ...ખગ ..વહ તાં તાં નીર.
' શું યોગી હતો તપશ્ચર્યાએ ? '
પુત્રના વિશાલ દેહની છાયે બેઠી માત
ને ઘડીક બની વિચારશૂન્ય,
શું હિરણ્ય વિચારમયને ભૂલવા ?

એવે માતાના વિચાર
ધ્યાનસ્થ પુત્રે ઝીલ્યા જાણે !
અને આરાધતો શૌર્યયોગી ઝબકયો
" આપને પ્રણમુ છું
હું સતપુત્ર કર્ણ,
શી છે આપની માગ ? "

દાનેશ્વરી—જીવનદાનેશ્વરીના વેણુ
ગુંજી રહ્યા ગુંજારવે.
" પુત્ર... હું ... પુત્ર.. ! "

એ પ્રશ્નવેણુના
અચકાઇ દીધા કુંતાજીએ પ્રત્યુત્તરઃ

" કર્ણ ! પુત્ર છો મુજનો;
ક્ષત્રિયજાયો છો,
સૂતજાયો નથી તું !
હું માતા પ્રત્યક્ષ આવીને
પ્રમાણ દઉં છું આજ,
મુજનો કાનીન પુત્ર છો, કર્ણ !
વર્જિત કર પરાયી ગુલામી;
યુધિષ્ઠિર આદિ પાંડવ
અવશ્ય નિઃસંશય ગ્રહણ કરશે
સત્યવેણુના સાદ, કર્ણ ! "

એ કુંતાજીવેણુએ
હાસ્યસર્યાં વેણે પ્રસરી કરુણતાઃ
" માતાજી ! ન ઉવેખો અગોચર,
નથી વહાવ્યાં માતા બની
વાત્સલ્યનાં અખૂટ ઝરણાં,
શા સેવો છો હવે પ્રતિકાર ! "
અને રુંધન આવ્યાં કર્ણકંઠે :
" માતાજી ! પુત્ર છું ક્ષત્રિયાણીનો,
કૃપ ઉજાળીશ
કૌરવપક્ષે રહી ! "

એ હતું દિલદ્રાવક દશ્ય—

કુંતાજી પ્રશ્નતાં'તાં કર્ણને:
"બેટા ! શૌર્યવંતો છો,
પણ સહોદર હણીને પ્રાપ્તીશ
શાં શાં કહીશ ફળ ?"
અને પ્રસર્યું મલકામણું કર્ણમુખે
છવાયું ભાવિ વિચારઆંધીએ
"માતાજી ! કર્ણ ખેલશે માત્ર અર્જુન સંગે
જીવન-મરણના અંતિમ સંગ્રામ.
સુરક્ષિત રહેશે તોય યુદ્ધાંતે
આપ પાંચ પુત્રો
અર્જુન મરશે તો કર્ણ રહેશે !"

અને ડગ ભર્યાં કર્ણે
પ્રણમી પ્રણમી કુંતાજીને;
નેત્રમાં સરી અશ્રુધાર.
"માતાજી ! અંતિમ છે આ મિલન
પ્રતિજ્ઞા પાળીશ યુદ્ધક્ષેત્રે,
નહિ લજવું કુંતામાની કૂખ !"

અને ડગ ભર્યાં વીરે;
માતા નિહાળી રહી રડીરડીને.
'શું લોકલજ્જાએ પુત્રને પરાયો
કરાવ્યો હતો ?'

## ( ૧૧૪ )

## ઉપલ્લવનગરે વિપ્રિસમાચાર

એ હતી સંધ્યા
ને અધકારના પ્રસરતા'તા ઓળા

પૂર્વેથી આભે આરૂઢીને
રાત્રિના છવાવતા અંધકાર.

ઉપપ્લવ્યનગરના નાના મહેલેથી
માર્ગપ્રતીક્ષા કરતા'તા પાંચ ભ્રાત
કે વિષ્ટિએ પધાર્યા કૃષ્ણ
શા લાવશે કૌરવસમાચાર ?

એવે દૂર દૂર અંધકાર વીંધી
મશાલના દીસ્યાં અજવાસ,
પછી સુણાયા અશ્વખરીના માબુધબ્બાટ
ને સમીપ દીઠો કૃષ્ણરથ.
" ભ્રાત ! મહારાજ પધાર્યા ! "
ભીમકર્માએ દીધા ધર્મરાજને સમાચાર

અને ઉપપ્લવ્યનગરના ચોકમાં
પછી વિરાટરાજ સંગે,
પાંડવે સત્કાર્યા શ્રીકૃષ્ણ

યોદ્ધાઓની મેદની મધ્યે.

રથ થભ્યો
ને ઊતર્યા હૃષીકેશ;
ચરણવંદના ગાંડીવધન્વાએ કરી.
એવે હસ્યા કૃષ્ણ સંજ્ઞાએ :
" પાર્થ ! કહાવ્યું છે કર્ણે
કે ખેચજે ગાંડીવપ્રત્યંચા ! "
શું યુદ્ધ અવશ્ય છે, મહારાજ ? "
એ હતા શાંતિપ્રિય યુધિષ્ઠિરનાં વેણ.
આગામી સંહારના વિચારે
ડગમગ્યું યુધિષ્ઠિરહૈયું
શું માનવસંસારે અનાદિના હશે
યુદ્ધવિગ્રહોના હાહાકાર ?

અને સારીયે મેદની
ઉત્સુક બની કૌરવસમાચાર જાણવા.
પછી ગંભીર મુખમુદ્રાએ
પ્રત્યક્ષ કહ્યાં કૃષ્ણે વેણ:
" યુદ્ધવીરો ! ધરતી માગે છે
લીલુડાં માથાંનાં દાન.
વિષ્ટિ વિગ્રહવિરોધ મુજની

વ્યર્થ ગઈ હસ્તિનાપુરે !
ભાવિનાં ભાગે છે યુદ્ધસમર્થન
કે પાપીઓના સંહારે
ધરણી હળવી થાય !"

• પછી કૃષ્ણે દીધી યુદ્ધહાકલ:
"ભારતમાતાના આ ઉદ્ધારયજ્ઞે
શસ્ત્ર સજ્જે ! શસ્ત્ર સજ્જે !"

શું યુદ્ધનું આખરી
નિર્માણ હતું ?

## ( ૧૧૫ )

## યુદ્ધ–તૈયારી

અને કુરુક્ષેત્રે
એ સૈન્યના પડ્યા પડાવ.
પશ્ચિમે હિરણ્યાવતી નદીને આરે
પૂર્વાભિમુખે પડી પાંડવછાવણી;
ગજદળ, અશ્વદળ ને પાયદળના
સાત અક્ષૌહિણી સૈન્યસાગરે
શૌર્યનાં આવતાં'તાં મોજાં.

પહાડ શા હતા આયુધોના ઢગ
ને હતા ખોરાકીના ભંડાર
હિરણ્યાવતીના કાંઠે ભર્યાં.
વળી ધન્વંતરિ શા શસ્ત્રવૈદો
સાત અક્ષૌહિણીના જખમ રુઝાવવા કાજ
પૈદલથાન પાથરી સૈન્ય પૂંઠે
વ્યવસ્થિત કરતા'તા સરંજામ.

અને છાવણીની મધ્યે
પ્રધાન વ્યક્તિઓના હતા કિનખાબડેરા
ને મધ્યે હતો વિચારણા–શમિયાણો,
ઉપર ફરકતો'તો પાંડવધ્વજ.
કૃષ્ણ ને પાંડવ સંગે
વિરાજ્યા'તા દ્રુપદરાજ વિરાટરાજ
ને ધૃષ્ટદ્યુમ્ન શિખંડી;
સાત્યકિ ને શિશુપાળપુત્ર ધૃષ્ટકેતુ સંગાથે
જરાસંધપુત્ર સહદેવ હતો.

એવે વદ્યા યુધિષ્ઠિર કૃષ્ણ સમીપે :
"મહારાજ ! અગિયાર અક્ષૌહિણી કૌરવી સેના સંગે
સાત અક્ષૌહિણીએ ભીડવી છે બાથ !"
"યુધિષ્ઠિરરાજ ! કુરક્ષેત્રે ઘડાશે ભારતનું ભાવિ
પ્રયત્ન આપણો ને ફળ ઈશ્વર અધીન છે !"

ભીમકર્માં પ્રત્યે મલક્યા કૃષ્ણઃ
" ગદાધારી ! સોહાવો તમે યુદ્ધકૌશલ
ને કરો સેનાપતિઓની વરણી ! "

એ કૃષ્ણવેણલે
ભીમકર્માનાં રણપારંગત નેત્રોએ
વીરો પ્રત્યે કર્યો દૃષ્ટિપાત.
" મહારાજ ! અહીં વિરાજ્યા સાત મહાનુભાવ—
દ્રુપદરાજ, વિરાટરાજ, શિખંડી, સાત્યકિ,
ધૃષ્ટકેતુ ને મગધરાજ સહદેવ ધૃષ્ટદ્યુમ્ન સંગે
સોહાવે એક એક અક્ષૌહિણીનાં સેનાધિપતિત્વ.
એમનાં કુશળ સંચલન
અઢાર અક્ષૌહિણી કૌરવસેનાને
અવશ્ય કરશે પરાસ્ત ! "

અને સર્વસમર્થન ઝીલવા
ભીમકર્માએ કર્યો દૃષ્ટિપાત,
પછી વદ્યા વેણ રુલકીઃ
" મહારાજ ! વીર ધૃષ્ટદ્યુમ્નના સાથ
હશે મુજને યુદ્ધવ્યૂહદોરવણીએ ! "
" ભીમકર્માં ! સત્ય કીધી વરણી;
નિઃસંશય પાંડવવિજય છે ! "
એવે પ્રવેશ્યો પ્રણમીને ગુપ્તચર.

" શા શા છે સમાચાર દૂત ! "

એ યુધિષ્ઠિરવેણુએ
એકતાર થયા સર્વ સુણવા
કંઈ નવા ઉપસ્થિત સમાચાર !
" યુધિષ્ઠિરરાજ ! ઊમટી કૌરવસેનાનાં
પિતામહે સોહાવ્યાં છે સેનાધિપતિત્વ ! "

મલકયા કૃષ્ણ અર્જુન સમીપેઃ
" પાર્થ ! પિતામહ ઝીલશે ગાંડીવના ઘાવ ! "
" મહારાજ ! ભાગ્યવંતું ગાંડીવ બનશે ! "

એવે ગુપ્તચરે દીધા ભીમકર્માને સમાચાર
પરોક્ષ એ પછી પ્રત્યક્ષ કર્યાઃ
" મહારાજ ! અન્ય છે સુસમાચાર
કે વિખવાદે ઝઘડયા છે
પિતામહ સંગે કર્ણરાજ.
રણયજ્ઞે સેનાધિપતિત્વની
દીક્ષા લીધી પિતામહે;
પછી મહારાજ દુર્યોધને
અતિરથીની પ્રશ્રી નામાવલિ.
એવે અન્યનામોચ્ચારે
ન હતાં કર્ણરાજનાં નામ !

એ જાણી ક્રોધવશ બની
કર્ણરાજે કીધી પ્રતિજ્ઞા
કે ગાંગેયનો જીવનદીપક બુઝાય
પછી કરે ધરશે આયુધ ! "

શાંત પળ વીતી
ને પ્રસર્યાં કૃષ્ણમુખે મલકામણાંઃ
" વિરાટરાજ ! અગમ ભાખો
ભીષ્મ-કર્ણવિક્ષેપ સુણીને ! "
" કૃષ્ણરાજ ! કુસંપે વિનાશ છે ! "

એવે પ્રવેશ્યા હળધર
મુખમુદ્રાએ દીસતા વ્યગ્ર,
સર્વેએ કીધાં અંતરસન્માન
ને હૈયેહૈયાં ભેટ્યા યુધિષ્ઠિર.
" મહાનુભાવ ! પાવન કીધી અમ છાવણી ! "
અને અણઉત્તર બળરામજી પછી
પ્રણમ્યા વિરાટ ને દ્રુપદરાજને.
" રાજનો ! કેવાક હોમવા છે હવિ
રણયજ્ઞના ભીષણ કુંડે ? "
ને દ્રુપદરાજે દીધા ઉત્તરઃ
" બળદેવજી ! મહાવિનાશના બજે છે ભેરીનાદ;
સારુંયે ભારતવર્ષ

આજ રણસંગ્રામે છે.
રુધિરની સરિતા રેલશે
ને હાડમાંસના ડુંગર
ધરણીનુંયે હૃદય ધબકાવશે ! "
" દ્રુપદરાજ ! સત્ય વદો છો
પણ ભાવી અમિથ્યા ભાસે છે.
દુર્યોધન ને ભીમકર્માં
બેય ગદાધારી છે મુજના શિષ્ય,
સમાન છે બન્નેના સ્નેહ ! "

અને ખમચ્યા બળરામજી લગીર,
પછી વદ્યા નિજ ભ્રાતને સંબોધતાઃ
" કૃષ્ણ ! અલિપ્ત રહીશ હું
ને સંચરીશ તીર્થયાત્રાએ.
પાંડવ ને કૌરવ પક્ષ
આપ્તજન છે યાદવોના. "

અને બળરામજીએ ભર્યાં ડગ.
શું તીર્થસ્થાનના નૈસર્ગિક શાંતિભર્યા વાતાવરણે
વિશાળ એ દેહલતાએ વરયો આત્મા
ભક્તિ ને જ્ઞાનના યોગે
સંસારમાયાના આચ્છાદનેથી
વિશુદ્ધ બનશે !

(૧૧૬)

## યુદ્ધની પૂર્વભૂમિકા

એ પ્રભાત
વ્યગ્ર ઊગ્યું'તું આભ જલાવતું.
સૂર્યના બિંબેથી
ધીમ ધીમ ઝરતો અગ્નિતાપ

( ૧૧૭ )

## ધૃતરાષ્ટ્ર-ગાંધારી

હસ્તિનાપુરના રાજમહાલયે
ભાવિ વિનાશના પવન
વિહ્વળ કરતા હતા અંધ રાજનને;
પ્રજ્ઞાચક્ષુનેયે મનડે
છવાઇ હતી ઘનઘોર આંધી.
" ઓ જગત ! સંસારે પ્રજળ્યા આ જીવનદીપક
કઇ અંધકારની ગુફાએ
પ્રસરાવશે ઉજાસના અજવાસ ! "

અને કીધું અંધ રાજે અટ્ટહાસ્ય

ઝીલ્યું એ સતી ગાંધારીએ,
નાથ ! જીવનની કઈ પારખી ઉત્કૃષ્ટતા
કીધાં આપે અટ્ટહાસ્ય !"
" દેવી ! રાગ ને વિરાગના
મંથને ડોલું છું આજ.
લોલુપતા તજું જીવનની
તો આનંદમય છે પગથાર.
પણ છે એ......
જ્ઞાન–અભ્યાસની ભૂમિકા,
માયા આચ્છાદી પુત્રપ્રેમની !"

અને શાંત ઘડીની પળ વીત્યે
સતીશિરોમણિ ગાંધારી મુખથી સર્યાં વેણ:
" નાથ ! પરબ્રહ્મમારગગના પ્રવાસી છો,
ઉચ્ચતર છે આપ આત્મા,
પણ માયાના લગવાડ અવરોધે છે !"
" દેવી...!"

એ પ્રશ્નવેણલાના દીધા પ્રત્યુત્તર:
" નાથ ! પુત્ર દુર્યોધન આવ્યો મુજ કને
યુદ્ધે યાચવા વિજય–આશિષ.
' ધર્મ ત્યાં જય છે; '
દીધાં મેં એ જગતપ્રમાણ !"

( ૧૧૮ )

## સંજય ને ધૃતરાષ્ટ્ર

વિષાદનાં છવાયાં'તાં વાદળ
વૃદ્ધ અંધ રાજ મનડે.

ભણકારા વાગતા'તા મહાસંહારના આરંભના
શ્યામ અંધકારે ઢાંક્યું રક્તવર્ણું પ્રભાત
રજનીના આભ–તારલિયાના તેજને
પૂર્વેથી ક્રમે ક્રમે કરતું'તુ આછું આછું.

સારીયે રાત્રિ ધૃતરાષ્ટ્રરાજનની
વ્યગ્ર ને નિદ્રાવિહોણી વીતી'તી.
એવે શય્યા સમીપે ઊભી
ઊભી વીંઝણો ઢોળતી
પતિવ્રતા સતી નારી ગાંધારી વદ્યા
" નાથ ! વિશ્રાંતિ પામો મનડે
વૃદ્ધ દેહે નિદ્રાવિહોણા ઉજાગરા
વિષાદ આચ્છાદતા ભાસે છે ! "
" દેવી ! અંતિમ નિદ્રાએ પોઢશે કુરુક્ષેત્રે
પુત્ર કૌરવ કાં ભ્રાતજાયા પાર્થ.
પ્રભાત ઊગ્યે યુદ્ધારંભ થશે.
પરાધીન છું નેત્રવિહોણો
કે કુરુક્ષેત્રે સંચરી પ્રત્યક્ષ નિહાળું
આપ્તજનના ઘોર સંહાર
ને કરું પાપના પ્રાયશ્ચિત્ત,
વહાવીને અશ્રુએથી અશ્રુધાર
અંજલિ દઉં ધરણીને ! "

શ્વાસોચ્છ્વાસની અધીરી ગતિએ
ધૃતરાષ્ટ્રરાજે મૂકયો ઊંડો નિઃશ્વાસ
યમુનાએ ભીંજયા શીતળ સમીર
આજ નહોતા વાતા રાજમહાલયે
શું વાતાવરણેયે હતી અશાંતિ
ભાવિ સંહારની બજતી ભેરીએ ?

અને પતિવ્રતા નારે
વિચારણાના સાગરેથી કરી મંથન
યોગઅભ્યાસી સંજયને સ્મર્યા.
" નાથ ! આપ યુદ્ધ જાણુ જિજ્ઞાસાની
તૃપ્તિ કરશે જ્ઞાની સંજયજી.
પાઠવું સંદેશ ? "
" સતી ! ક્ષણના વિલંબ વિના પાઠવો.
રણચંડી બની ઉષા પ્રજળશે
ને રુંઢમાળ પહેરશે રક્તવર્ણો ભાનુ ! "

o o o

અને પ્રાતઃકાળે
સંજય પ્રવેશ્યા હસ્તિનાપુર રાજમહેલ.
નગારાએ પડતી'તી દાંડી
ને શરણાઇએ બજતાં'તા પ્રભાત ચોઘડિયાં.
' કેવાં બજશે કુરુક્ષેત્રે ? '

એ મનોવેણુલે
સંજય હતા ગજવીના શયનખંડે
ને આવકાર્યા મહારાણી ગાંધારીએ:
" પધારો, સંજયજી...! "
" રાજરાજેશ્વરી ! શી આજ્ઞા છે સેવકને ? "
" સંજયજી ! મહારાજને મનોવ્યથા છે,
અનિદ્રાએ વિતાવી છે સારીયે રાત
કે પ્રભાત ઊગે
ને આપ જ્ઞાન–પ્રજ્ઞાનનાં
યોગવિજ્ઞાનદોરડાં સધાય કુરક્ષેત્ર.
*प्रवृत्त्या लोकन्यासात्*
*सूक्ष्म-व्यवसित-विप्रकृष्टज्ञानम् ।*
ને યુદ્ધજાણ પામે મહારાજ ! "

યોગાભ્યાસીમુખડે પ્રસર્યાં મલકામણાં:
" રાજરાજેશ્વરી ! આજ્ઞા શિરોમાન્ય છે
પ્રભાતના ભાનુતેજે.
વિજ્ઞાનસિદ્ધિને આધારે આધારે
સેવક સાધશે કુરુક્ષેત્ર દોર,
ને સુણાવશે મહારાજને સમાચારવિવરણ. "
" સંજય ! ઉપકૃત થઇશ હું ! "

જગને કોણ કોણ કોનું હશે ઉપકૃત ?

## ( ૧૧૯ )

## અર્જુનવિષાદ ને ગીતાજ્ઞાન

પૂર્વ દિશાનો સૂર્યોદય
ઝગહળનો'તો આગના ભડકા શો,

" મહારાજ ! કાઘ રહેશે,
પણ ભાવિ અમિથ્યા ભાસે છે ! "

અને શાંત પળ પછી
અંધ રાજવી મુખેથી સર્યા વેણ:
" સંજય ! શા છે દૃશ્ય કુરુક્ષેત્રે ! "

અને યોગવિદ્યા અભ્યાસી સંજયે
જ્ઞાન-વિજ્ઞાને સાધ્યા કુરુક્ષેત્રે દોર,
સારુંયે દૃશ્ય થયું દૃશ્યમાન.
" રાજન્ ! સાગર ઊમટયા છે બે સૈન્યના
અઢાર અક્ષૌહિણી ઊભી છે સંહારને કાહડે
ધરણીયે માંડ ઝીલે છે ભાર.
જાણે આભ ફાટે છે હસ્તીઓની ચીસે
દિગંત કૂજે છે અશ્વહણહણાટે
ને શંખનાદની વીરહાકે
પાતાળેયે પડે છે પડછંદા.
રૂક્ષ વાયુ વાય છે
ને છવાઈ છે ઘોર આંધી.
ભયંકર સંહારની આગાહીએ
દિશાઓ પડી ગઈ છે.
પણ મહાકાળી કરે છે તાંડવ

ફિણે ફિણે પ્રજ્વળતી'તી જ્વાળા,
ને રક્તવર્ણા અંગાર
દઝાડતા'તા માનવદેહ

શું પ્રલયના હતા આ ઝબકાર ?
અઢાર અક્ષૌહિણી કૌરવ-પાંડવ સેના
રણભૂમિના કુંડે
મહાયજ્ઞનું હવિ બનવા
ધૂન સમી ગર્જતી'તી રેવતા !
' ઓ યુગ દ્વાપર !
શા કાજ અહીં રોપ્યા
યુગાન્તના દુર્નિદાનપાને ? '

એવે વદી સંજયવાણી,
ને કુરુક્ષેત્ર .. ...... . ?
" મહારાજ ! બે પક્ષ સૈન્ય સાગર મોજાંએ
વેરની પૂર્ણિમાની છે ભરતી ! '
" સંજય ! શું અનિવાર્ય છે મહાસંહાર ? "
" રાજન્ ! નિઃસંશય છે સંહાર
અસ્ત્ર-શસ્ત્ર પુકારે છે બે પક્ષે
રક્તે રંગાવાના અભિલાષ "
" સંજય ! એ રક્તના રંગ
શું રહેશે સર્વકાલીન ? "

" મહારાજ ! કાંઈ રહેશે,
પણ ભાવિ અમિથ્યા ભાસે છે ! "

અને શાંત પળ પછી
અંધ રાજવી મુખેથી સર્યાં વેણ:
" સંજય ! શાં છે દૃશ્ય કુરુક્ષેત્રે ? "

અને યોગવિદ્યા અભ્યાસી સંજયે
જ્ઞાન-વિજ્ઞાને સાધ્યા કુરુક્ષેત્રે દોર,
સારુંયે દૃશ્ય થયું દૃશ્યમાન.
" રાજન્ ! સાગર ઊમટયા છે બે સૈન્યના
અઢાર અક્ષૌહિણી ઊભી છે સંહારને કાંઠડે
ધરણીયે માંડ ઝીલે છે ભાર.
જાણે આભ ફાટે છે હસ્તીઓની ચીસે
દિગંત ધ્રૂજે છે અશ્વહણહણાટે
ને શંખનાદની વીરહાકે
પાતાળેયે પડે છે પડછંદા.
રુક્ષ વાયુ વાય છે
ને છવાઈ છે ઘોર આંધી.
ભયંકર સંહારની આગાહીએ
દિશાઓ પડી ગઈ છે.
પણ મહાકાળી કરે છે તાંડવ

કરે મર્દીને કાળનું ખપ્પર
ને રક્તની રુંઢમાળ ધરવાને કાજ
ચિરના કાપાલિકો ઘુમરિયાં લે છે !”
“ સંજય ! કયે પક્ષે રચાયો છે
યુદ્ધની દૃષ્ટિએ શ્રેષ્ઠ વ્યૂહ !”
“ રાજન્ ! પિતામહે રચ્યો છે અભેદ્ય વ્યૂહ
ને યુધિષ્ઠિર પ્રશ્ને છે પાર્થને:
ધનંજય ! સંશયે ડોલું છું
પેખીને પિતામહવ્યૂહરચના.
ગાંગેય ઉઠાવ ને આજ પાતાળે ઊતરે !”

એ યુધિષ્ઠિરવેણે
હાસ્ય પ્રસર્યું છે અર્જુનમુખડે
કૃષ્ણમુખારવિંદના સાથી દોર,
‘ યુધિષ્ઠિર ! યતઃ કૃષ્ણસ્તતો ધર્મઃ
યતો ધર્મસ્તતો જયઃ ।’
ને અચ્યુતમુખડે પ્રસર્યું છે હાસ્ય.
એવે સમીપે હતું યુદ્ધમુહૂર્ત
ને રથે આરૂઢ્યા અતિરથી.
પછી ફરતાં રથચક્રોના ધ્વનિએ
ધરણી ધણધણી હાલી છે.
યુદ્ધનાદો દે છે દિગંતે પડછંદા
ને હૃષીકેશનો પાંચજન્ય શંખનાદ

જાણે સપ્ત લોકે દે છે સાદ !"

અને સંજયમુખડેથી સર્યો હાસ્યનાદ.
" સંજય ! શા છે હાસ્યના મર્મ ?"
" રાજન્ ! વાનરધ્વજ અર્જુનરથ
યુગ દ્વાપરની શેતરંજે ઘૂમતા
સૈન્યમોખરે સંચરે છે
ને સારાયે કૌરવસૈન્યને
નેત્રે પીએ છે ધનંજય !"
" સંજય ! શું મંડાશે હવે ઘોર સંહાર ?"
" રાજન્ ! સંધ્યાસંધિનાં સ્વગ્ગાન
સદાય છે વિષાદકારી.
યુગ દ્વાપરની આવી છે સંધ્યા,
કુરુક્ષેત્ર બનશે ધર્મક્ષેત્ર;
ને પૂરે છે એના સાદ
પુષ્પમાળ કરે ગ્રહીગ્રહીને પધારી
આભની અંતરિક્ષદેવીઓ !"
" શું દેવીઓ કુરુક્ષેત્રે પધારી ?"
" રાજન્ ! પધારી છે ભારતનું ભાવિ પેખવા
યુગ દ્વાપરની સંધ્યાએ.
પણ મહારાજ, સુણો,
ધ્યાનમસ્ત એકાગ્ર ચિત્તે સુણો,
અંતરીક્ષની દેવીઓનું ગાન

યુગ દ્વાપરની સંધ્યાના આજના નેપથ્યેથી !"

અને રેલ્યું ગીતઃ

"દ્વાપરના યુગપલટાની સંધ્યા ઘની
વિધાત્રીના ભાખેલા એવા લેખ જો,
દ્વાપરના યુગપલટાની સંધ્યા સરી !"

"સંજય ! અવશ્ય સંધ્યા ભાગે છે
કુસપે ન મંડાતે નહીંતર મહાસંહાર !"

અને લાગે છે ગીતે શ્રવજોર
નિઃશ્વાસ મુક્તા અંધ ગર્જના

"અઢાર અક્ષૌહિણી ઊભી સંહારવા
ઊભા ત્યારે પાર્થ અને ગીતેશ જો,
દ્વાપરના યુગપલટાની સંધ્યા સરી !"

"સંજય ! અંતરિક્ષની દેવીઓનાયે સ્વરે
આભાસ દીસે છે કારુણ્યના !"
"રાજન્ ! પણ ગીતમાં માધુર્ય છે
ને છે અંતરઆશિષના ધ્વનિ !"

અને એકતાર થયા બેય
દેવીઓના સ્વરગાને:

"ભૂમિ ભારતના ભાવિને ઉદ્ધારવા
કૃષ્ણ સારથિ બની દે યુગઆદેશ જો,
દ્વાપરના યુગપલટાની સંધ્યા સરી !

ગાંડીવધન્વાએ આયુધો મૂકિયાં,
નહિ રે નહિ રે સંહારું મુજ ભ્રાત જો,
દ્વાપરના યુગપલટાની સંધ્યા સરી!"

ગીત અટક્યું લગીર
ને આશ્ચર્યમુગ્ધ ધૃતરાષ્ટ્ર વદ્યાઃ
"સંજય! નિઃસ્વાર્થ જ્ઞાની બની પૃથાપુત્ર
શું અનાયુધ બન્યો ?"
"રાજન્! જ્ઞાની અર્જુનનાં ભાગ્ય છે,
પ્રજ્ઞાની યોગેશ્વરેશ્વર કૃષ્ણ
પાર્થને દે છે એ મહામંત્ર.
સુણો વદે છે અંતરીક્ષની દેવીઓ!"

"ગીતા બોધે કર્મ નિષ્કામની ભાવના,
કર્મક્ષેત્રે પાપીના તો ઘાત જો,
દ્વાપરના યુગપલટાની સંધ્યા સરી!
નિષ્કામ કર્મે કર્મ તણી સમભાવના,
વિરાટદર્શનથી જોજે જગઘાટ જો,
દ્વાપરના યુગપલટાની સંધ્યા સરી!
આસુરીને સંહારી કર તું સાધના
ૐ તત્ સતના મહિમા એવા તેં સુણ્યા,
ક્ષર–અક્ષરની તરવા કર આરાધના
પ્રેરક મંત્રો બ્રહ્મતણા તેં જાણિયા.
દ્વાપરના યુગપલટાની સંધ્યા સરી!"

"સંજય......!"
"રાજન્! યોગેશ્વર કૃષ્ણે દીધાં
વિનાશકોને પાર્થને જ્ઞાન
માયાની ભ્રાન્તિ ટાળીને!"
"સંજય! પણ મહાસંહારની પ્રેરણા!"
"રાજન્! ગીતા ઝીલનારે પાત્રને
આત્મા કહ્યો છે ને જગત છે દૃશ્ય
ને ભોગાયતન નાશવાન છે.
ભારતનું યુદ્ધ છે પ્રારબ્ધ
પાપી માનવદેહના વિનાશ!"
સ્તબ્ધ બન્યા અંધ રાજન ધૃતરાષ્ટ્ર,
ને સુણાયો ગીતસ્વર અંતરીક્ષની દેવીઓનો:

"મનોભાવમય પ્રેમભક્તિના ભાનથી,
વીર પરાક્રમ કર પ્રેરક સત્જ્ઞાનથી.
દ્વાપરના યુગપલટાની સંધ્યા સરી!

યોગેશ્વરેશ્વરના ગૂઢ ઊંડા વેણુને
ગાંડીવદોરી એ ટંકારે તો કૃષ્ણ,
દ્વાપરના યુગપલટાની સંધ્યા સરી!"

"સંજય! શું પાર્થે ધર્યું ગાંડીવ?"
"રાજન્! સુણો ગાંડીવના ટંકાર
દિગંતે દે છે પડઘા!"

## ( ૧૨૦ )

## યુદ્ધારંભ—ભીષ્મ સેનાધિપતિપદે

એ હતું મહાસંહારનું મુહૂર્ત
મઘાનક્ષત્રના વિષયુગ ચંદ્રે

૧૦૦૭

"यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
પાર્થ ! ગાંડીવ નમે રંગે ગાંગેયને !"
"મહારાજ ! ગાંડીવ પ્રણામશે પહેલા
આશિષ લેવા પિતામહની !"
અને જઇ પ્રણામ્યું ગાંડીવે છૂટયું બાણ
પિતામહને ચરણકમળે "

હસ્યા પિતામહ,
વૃદ્ધ હૈયું ડોલ્યું આનંદે
" સારથિ ! ધર્મજ્ઞાની છે પાર્થ.
ધર્મ ત્યાં જય છે સદાય !"
ને ભીષ્મરાજના ધનુષ્યથી છૂટયું બાણ
શિરે આશિષનું ગાંડીવધન્વાને !"
ને મંડાણો સંગ્રામ,
સેનાપતિત્વ ભીષ્મના
શૌર્યને ઉજાગતા તા
એવે વદ્યા મહાભારતના સારથિ
" પાર્થ ! યુદ્ધના પ્રથમ દિને
રંગે ચડયા છે ભીષ્મરાજ !'
" મહારાજ ! રણમસ્ત છે પિતામહ !'
" ને પાર્થ !"

ઘુમરિયાં લેવડાવતા રથને
મધ્યાહ્ને વદ્યા ગીતેશ,
ને ગાંડીવના વછૂટ્યા બાણ
ધનંજયે દીધા પ્રત્યુત્તર
" મહારાજ ! સૂર્યના છે ચંદ્રને તેજ,
આપભાગ્યે ઊજળા છે
પાર્થ ને ગાંડીવના વિજય ! "
એવે પાંડવસૈન્યની અગ્રહરોળ
ગાંગેયે વીંધી કરી ધનુષ્યનો ટંકાર,
પિતામહે માંડ્યા સંહારતાંડવ

એવે સિંહને સામને
આવ્યો સિંહબાળ અભિમન્યુ
પાર્થની એ પુનર્જ્યોતે
અવરોધ્યા પિતામહના મારગડા
" પિતામહ ! પ્રણમું છું ! "

છૂટ્યું બાણ પદ પ્રણમ્યું
' બેટા ! ઉજાળજે સુભદ્રાની કૂખ
પટાધરના તો પટાધર જ હોય ! "
ને આશિષ્યા પિતામહ

ભાથામાંથી વછોડીને શિર ઉત્કંઠતું બાણ.

પછી પાર્થપુત્રના પરાક્રમે
પિતામહનાં ઘોભાવ્યાં આક્રમણ,
પણ તોય સંહારતા'તા પાંડવસૈન્ય
જાણે કરતા ધાન્યની કાપણી.
એવે મહારથી લક્ષાવધિ ' શ્વેત 'રાજે
પાંડવપક્ષે રોપ્યો બળે
રક્ષણનો રણુસ્તંભ
ને ખાળ્યાં ભીષ્મઆક્રમણ
પાણીના જેમ ખાળે પર્વત વેગ.
પણ યુગદ્રાપરના બ્રહ્મચારી ભીષ્મે
સાગર રેલાવ્યો બાણમોજાંનો
ને ભયનાક પહાડ શો ભેળ્યો
' શ્વેત 'નો શૌર્યસામનો,
તીક્ષ્ણ બાણે ભેદીને હૃદય
પછી રણે પોઢાડયો રથીને
ને પાંડવપક્ષે થયો હાહાકાર;
શું પ્રથમ ગ્રાસે મક્ષિકા ?

અને શાસ્ત્રના છોડી વટોળ

મેઘની ગર્જનાએ વીંધી પિતામહે
પાંડવસૈન્યની બીજી હરોળ વાયુવેગે
ને મહારથી શા બે
શાંતનુજાયાના કીધા સામના,
પણ અતિરથીના વેગ અતિરથી ખાળે !
ને વાનરધ્વજ ફરકતો રથ
પિતામહને સામને ઊભો.
" પાર્થ ! તેજમાં બળે છે તેજ ! "
" મહારાજ ! પિતામહ છે ધૂમ્રરહિત પ્રદીપ્ત અગ્નિ ! "
" પાર્થ ! ગાંડીવના શૌર્યતેજ છે
મધ્યાહ્નના પ્રતપ્ત ભાનુ શા
કે વિદ્યુત્ કરે ઊભ્માભગી બાણવર્ષાએ ! "
અને પિતામહના ઘૂઘવતા બાણસરિતાપૂર
ધનંજયે ખાળ્યા બાણબંધ બાંધી
અને એમ... એમ...
પ્રથમ દિનની સંધ્યાના
યુદ્ધવિરામ રણસામે હતા.

## ( ૧૨૧ )

## બીજે દિવસ--ભીમ-પરાક્રમ

ભારતના ભીષણ સંગ્રામનો
હતો એ દિન બીજો
પ્રથમ દિનના ધીંગાણાએ

હાકામાકા થઈ'તી પાંડવસેના,
પિતામહે બેદી'તી બીજી હરોળ,
ને વ્યગ્ર હતા યુધિષ્ઠિરરાજ
પ્રશ્નતા કૃષ્ણને
" મહારાજ ! ધ્રુજે છે પિતામહના શૌર્યે
સાત અક્ષૌહિણી પાંડવસેના,
પ્રલય કરશે પિતામહનો કોપાગ્નિ
મધ્યસ્થશો રહે છે યુદ્ધે અર્જુન
ને ઝૂઝે છે રણસગ્રામે ભીમકર્મા
માધવ ! શું આદર્યા અધૂરા રહેશે ? "
" યુધિષ્ઠિરરાજ ! શોક વિદારો,
શ્રેષ્ઠ છે આપણપક્ષે યોદ્ધા
ધૃષ્ટદ્યુમ્નના શૌર્ય
પ્રતયનેયે કહેશે કે ઘોળ લગીર ! "

° ° °

અને યુદ્ધક્ષેત્રે
ભીમકર્મા ને ધૃષ્ટદ્યુમ્ને
ક્રૌંચાકાર રચ્યો વ્યૂહ,
મોખરે શોભા યો પાર્થરથ
ને બે પાખની રક્ષાએ
બજાવતાર્ના મૂકયા બળ

પછી મંડાણા ઘેર સગ્રામ

મહાકાળકૂટ પિતામહે
કૌરવપક્ષેથી કર્યો સિંહનાદ
દલંદા ને થયા હાકલા
ઝળોઝળ આયુધ ઝળકર્યા
ને ભુજા ઠબકારી ગાંગેયે
ધનુષ્યનો કીધો ટંકાર.
પછી મંડાણા સંહાર,
ભયંકર ચિચિયારી ને
ગર્જનાએ ગાજ્યું ગગન.
કુરુવૃદ્ધ મહાબાહુ ભીષ્મે
યુદ્ધના પ્રથમ પ્રહરે
ધૃષ્ટદ્યુમ્ન ને સાત્યકિ શા વીરને
ઝપટ કરી દીધા પરાભવ.

શું પાર્થ પોઢયો'તો નિદ્રાએ ?
કો'ક કો'ક ગાંડીવબાણ
અસરવિહોણાં છૂટતાં'તાં,
એવે સતાણુ કરી કૃષ્ણસારથિએ
શ્વેત ઘોડલાની રાશ
" પાર્થ ! નથી આ યુદ્ધની રીત ! "
" મહારાજ ! ગીતાનાં સુણીને જ્ઞાન
નીરસ ભાસે છે સંસાર ! "
" પાર્થ ! રસિકતા ને નીરસતા છે માયાના આભાસ,

ચિત્ત શુદ્ધ કર ધર્મ બજાવીને.
ક્ષાત્રધર્મ છે યુદ્ધ.
ગાંડીવ લાજે છે, પાર્થ !
સ્વધર્મનાશે વરીશ અપકીર્તિ !"

આમ તૂટયું જાણે અપકીર્તિનું
ઘીમ ઝાળ લાગી અંગે આગ,
ભભકિ વાગ્યો ક્રોધનો પડઘો,
એમ થયો ગાંડીવટંકાર.
" મહારાજ ! પિતામહનાં ખાળવા બાણનાં પૂર
સાવધાન છું !"
પછી મહાભારતના ભાગ્યવિધાતા સારથિએ
ધરતી ધણધણવતા દોડાવ્યા
બાગડદા બાગડદા રથઘોડલાને.
વાનરધ્વજ કોપ–અનિલે ઊડયો
ને રણે રીઝયો પાર્થ
પિતામહ, દ્રોણ ને કૃપાચાર્યને નિહાળી,
ઝળહળ પ્રકટયું પાર્થે શૌર્યતેજ
ને ગાંડીવથી વછૂટ્યાં બાણે
સંહારનાં માંડયાં તાંડવ

એવે પિતામહે
ધનુષ્યની ખેંચી પ્રત્યંચા.

" કાળુડા કાનજી ! બહુયે ખેલ્યા છો વૃંદાવને
રાધાજી સંગે ફાલ્ગુની ફાગ,
હૂંયે રંગું છું રંગે આજ ! "

ને ત્રિબાણની ત્રિપુટીએ
કૃષ્ણ વક્ષ સ્થળે ઉડાડ્યા રુધિરરંગ.
હસ્યા ગીતેશઃ
" પાર્થ ! પિતામહ ખેલે છે હોળી ! "
" મહારાજ ! એમનેયે રંગું છું રંગે ! "

અને ગાંડીવેથી વછૂટ્યા બાણો
શ્વેત રૌપ્ય બખ્તર વીંધી
ધખધખ રેલાવી રુધિરરેલ.
પછી હસ્યા ભીષ્મ પિતામહ
મનોગમ્ય વદતાં વેણઃ
" પૃથાની ઉજળી કૂખ પાર્થે
યત્ર યોગેશ્વરઃ કૃષ્ણ' યત્ર પાર્થો ધનુર્ધરઃ ।
તત્ર શ્રીર્વિજયો ભૂતિ ર્ધ્રુવા નીતિ ર્મતિર્મમ ॥

° ° °

અને ધૃષ્ટદ્યુમ્નેયે
રણભેરી વગાડી કરી વીરહાક.
એ ઝીલી ગુરુ દ્રોણાચાર્યે
ને ક્ષાત્રતેજ ને બ્રહ્મતેજના

કુરુક્ષેત્રે મંડાણા સંગ્રામ.
" પાર્થ ! પુરાણાં દ્રુપદરાજ સંગેનાં વેર
શું પ્રદીપ્ત થયાં ફરી દ્રોણાચાર્યને ? "
" મહારાજ ! અર્જુનના જેરીસા જંગ
ભીષણ ખેલે છે ગુરુદેવ ! "

એવે પહાડ સમા ભીમકર્માએ
ગદાનાં ગંભીર ગર્જન કરતાં ગજને
ધૃષ્ટદ્યુમ્નને દીધી શૌર્યસહાય
શું બળના આજવાએ
નમ્યું એક પલ્લું !

મસ્ત હતા ગુરુદેવ
પાંડવ–કૌરવ વીરા નિપજાવણહાર
અગ્રે અગ્રે રાખી ચાર વેદ
બાણના કરતા પ્રહાર.
પછી હસ્યા હાસ્યા રથે વિરાજ્યા
કલિંગરાજની સહાયતા પેખી:
" સારથિ ! ચંદ્ર શા છે મુજ શિષ્ય
સૂર્યતેજ શાં છે મુજ દીધાં જ્ઞાન.
સન્મતિ છે પાંડવે ને દુર્મતિ છે કૌરવો.
શું કલિંગરાજ કરશે દ્રોણની સાક્ષ ? "
" ગુરુદેવ ! "

" સારથિ ! રાહ બદલ રથગતિના,
ભલે મુજ શિષ્ય વૃકોદરના ઘાવ
કલિંગરાજ આજ કુરુક્ષેત્ર ઝીલે ! "

અને કલિંગસેના ને ભીમસેનાનાં
મંડાયાં મહાયુદ્ધ,
હય-હનનની ચિચિયારીએ
કમ્પતું હતું કુરુક્ષેત્ર.
ધખ ધખ વહ્યા રુધિરના ધોધ
બાહુબળ ભીમકર્માનાએ
આજ મૂકી શૌર્યની મરજાદ
ને કલિંગસેનાના કરી પરાભવ
ભીમસેનાએ કર્યો જયનાદ.
પછી કલિંગરાજ હણ્યો ભીમે
ને રુધિરખાબોચિયે માંડ્યુ તાંડવ.

° ° °

કુરુક્ષેત્રના સંહારસાગરે
ધોમ રેલી'તી રુધિરની નીક
મસ્તકપંક્તિ ખાતી'તી ડૂબકાં;
એવે પાર્થની પુત્રજયોતે
કુરુવૃદ્ધના કર્યાં રણસમાગમ.
ને હસ્યા કૌરવસેનાધ્યક્ષ ગાંગેય.
" અભિમન્યુ ! શૌર્યની ચડાવજે કલગી

પાર્થનાં શૌર્યતેજે !"

અને વીરગાજે
શૌર્યે વીંઝર્યાં અસ્ત્ર-શસ્ત્રનાં નેમ,
એ નિહાળ્યાં અર્જુન-સારથિએ.
" પાર્થ ! સૂઝે છે મુજ બહેનીજાયો
ઉજાળી માતાની કૂખ ! "
" મહારાજ ! હંકારો રથ
પુત્રની વહાર પિતા કરે ! "

અને પાર્થનાં શૌર્યે
પિતામહને ડગમગ ડોલાવ્યા,
ને ગુરુદેવને પ્રજાળ્યા બાણવર્ષાએ
કે ગુરુ વધે કે શિષ્ય !

અને આનંદ્યા દ્રોણાચાર્ય :
" પાર્થ ! વિદ્યા ઉજાળી ગુરુદીપેલી ! "
ને ગાંડીવધન્વાની ઉગ્ર બાણવર્ષાએ
કૌરવસૈન્યે મચ્યો ઉલ્કાપાત.
પાર્થ ધનુર્ધરના
કોણ કરે કુરુક્ષેત્રે સામના ?
વિનાશની છવાઈ આંધી
ને સંધ્યાના પ્રસર્યા ઓળાએ
શું હતો એ બીજા દિનનો યુદ્ધવિરામ ?

( ૧૨૨ )

## ત્રીજે દિવસ

કૌરવે રચ્યો'તો ગરુડવ્યૂહ
ને અર્ધચન્દ્રવ્યૂહ હતો પાંડવોનો.
ઘનઘોર યુદ્ધની હતી આગાહી,
ને ગીતેશના ઘોડલા આજ
હણહણતા'તા અનેરી હોંકે.
" પાર્થ ! તુજ મનઃકલ્પના તાદાત્મ્ય–અધ્યાસ
હજીયે પેખે છે ભ્રાંતિ;
ન લડાય સંભ્રમાત્મક મને.
યુદ્ધ કર ને હણ વિનાશી ભોગાયતન,
આત્મા અમર છે, પાર્થ ! "

"મહારાજ ! આજને દિને
ગાંડીવ પૂરશે યુદ્ધે સાક્ષી !"
અને ધનંજયે ફૂંક્યો દેવદત્તશંખનાદ
થર થર થર ધ્રૂજી હાલ્યું રિપુસૈન્ય,
*ને શ્રીકાંઝીક બાજુ ઊડયાં !*
એ સંહારયજ્ઞ બીજા દિનો
ઘોર મંડાયો કુરુક્ષેત્રે.
કુરુક્ષેત્રના હોમકુંડમાં
તડીમ્ ઉડાડી બાણધારે પાર્થ
આહુતિ દેતો'તો રિપુની.

રણભૂમિ શોભતી'તી
રુધિરખરડયા વીરદેહે.
માંસ ને રુધિરના ખાબોચિયાંએ
રથચક્રો ગરી ઉડાડતાં'તાં છાંટણાં
ને મસ્તકવિહોણાં ધડ
તડફડતાં'તા પછડાટા ખાતાં
મહાવ્યથાએ ઘવાયેલ સૈનિકોની ચીસો
હણહણાટ ને ધણધણાટે ભળતી'તી.

રથ લેતા'તા ઘુમરિયાં
બન્ને પક્ષે મંડાણા'તા મહાસંહાર.
બાણના બાઝયા'તા આભે ગાપા,

*ને યુદ્ધની શેતરંજે*
ટપોટપ પડતાંતાં પ્યાદાં.
પાંડવી ને કૌરવી સેના
લથબથ બની સંહારતી'તી;
અનેરા હતા આજ પાર્થના વેગ.
" મહારાજ ! પણે પેખો પિતામહને
હસ્તીનો માંડયો છે સંહાર.
ઈન્દ્રનું વજ્ર પર્વત કાપે
એમ પિતામહ પાડે છે ગજપહાડ ! "
" પાર્થ ! શૌર્યે છો પિતામહનો સમોવડિયો,
વાળું છુ રથ ભીષ્મ સમીપે ! "

અને મહાભારતના સારથિએ
ભીષ્મની બાણવર્ષામાં પ્રવેશાવ્યો રથ.
શું અદૃશ્ય થયો પાર્થરથ
બાણવર્ષાની આંધીએ ?
કુશળ સારથિ કૃષ્ણે
વ્યગ્ર ને વિહ્વળ અશ્વની રાશ
સતાણ ઝાલી કહ્યાં ધનંજયને વેણ:
*" પાર્થ ! વિખેર પિતામહની બાણઆંધી ! "*

પછી ગાંડીવનો સુણાયો ટંકાર
ને પિતામહની બાણગૂંથણીના

ગાંડીવઘાવે તૂટયા બંધ,
પછી તોડયું ગાંગેયધનુષ્ય
ને મલકયા કુરુવૃદ્ધઃ
"પાર્થ શોભે પિતામહસામને !"
ને કરે ગ્રહી અન્ય ધનુષ્ય
ફેંક્યાં શંતનુસુતે બાણ
ને વીંધ્યા નર-નારાયણને.
પછી કુશળ સારથિ કૃષ્ણે
મંડલાકારે ઘુમાવીને રથ
ભીષ્મનાં ખાળ્યાં બાણ
ને સર્યાં મુખેથી વેણઃ
"પાર્થને ન હોય ઢરઘડી ટકોર,
ગાંડીવ લાજે છે !"

અને ઝીલતો વક્ષઃસ્થળે ભીષ્મઘાવ
મલકામણે વદ્યો પૃથાપુત્રઃ
"મહારાજ ! કર ધ્રૂજે છે
ગાંડીવની ખેંચતાં પ્રત્યંચા !"

જાણે ઝબક્યા કૃષ્ણઃ
"પાર્થ ! મોહની ભ્રાંતિ તજ
ને દૂર કર અજ્ઞાનને.
સુખદુઃખ છે અંતઃકરણનાં,

નથી અલિપ્ત આત્માનાં.
સાપેક્ષે ભાસે છે જે સત્ય
એ દેહ છે નાશવંત,
ભલે ભીષ્મ જાણે પાર્થના ઘાવ !"

અને ગાંડીવેથી છૂટયાં બાણ,
પણ ભરતી પછી જેમ આવે ઓટ
એમ પાર્થહૈયે પિતામહ વસ્યા.

અને રણભૂમિએ
પાંડવસૈન્યની પીછેહઠ દીઠી
ને સર્યાં કૃષ્ણમુખેથી વેણ:
"પાર્થ ! ચાંચલ્ય તજ,
હદ ઓળંગે છે પિતામહનાં બાણપૂર
નાસેભાગે છે પાંડવસૈન્ય !"

અને ગાંડીવેથી છૂટયાં બાણ
પણ અસરવિહોણાં નિમાલ્ય.
"પાર્થ......!"
"મહારાજ ! આપે ઓપ્યાં વૃત્તિશૂન્યતાનાં જ્ઞાન,
પછી સંહાર મિથ્યા ભાસે છે !"
"પાર્થ ! જ્ઞાનના સોપાને પ્રાપ્તે પ્રજ્ઞાન
ને વૃત્તિશૂન્યતાની મહાદશા;

સમત્વયોગે નિષ્કામ કર્મ કર.
સંહારનાં નહોતાં પાઠવ્યાં તેં નિમંત્રણ,
આપમેળે પ્રાપ્યું છે યુદ્ધ !"
"મહારાજ !"
"પાર્થ ! ધર્મ સંભાળ
ને ઉજાળ ગાંડીવનાં નામ.
અંતઃકરણશુદ્ધિની પ્રથમ ભૂમિકા સાધ
કુરુક્ષેત્રે કરી ધર્મયુદ્ધ
ફલાભિસંધિ ને અહંકાર વિહોણું !"

અને ફરી થયો ગાંડીવટંકાર
ને પાર્થ ઝૂઝ્યો સત્યસ્વરૂપે યુદ્ધે
પિતામહના ખાળ્યાં પછી પૂર.
પાંડવસૈન્યે દીઠો વાનરધ્વજી રથ
હાહાકાર મચાવતો ઘૂમતો
કૌરવી સેનાની તોડી હરોળ
ને મચ્યું ઘનઘોર યુદ્ધ
ધખધખ રેલી રુધિરસરિતા
મહીં હામતો'તો માનવ-મસ્તક-શ્રીફળ પાર્થ.

• • •

ને એ દિ'ની સંધ્યાએ
વસમી ભારી કૌરવપક્ષે
યુદ્ધનિર્દયતાની ગણના.

( ૧૨૩ )

## ચોથો દિવસ

કાળની ચોપાટ
ફરતાં'તાં એ સૈન્યનાં સોગઠાં
વિધાત્રી નાખતી'તી પાસા,

ને રુધિર ખપ્પર પાન કરતી જોગણીઓના
ચોબાર પડતા'તા કાળની બાઉએ.
યુગદ્વાપરની આથમતી સંધ્યાનો
સંહારનો યજ્ઞ હતો આ.
ઉગ્ર કૌરવી સેનાનો
પ્રચંડ હતો ધસારો આજ
શંખ પણવ ને ભેરીના નાદ
આભગોરાંભે પડતા'તા પડછંદા.

એવે કર્યો ગીતેશે પાંચજન્યનાદ,
ધરણી ધ્રૂજી પછી
ધનંજયના રથચક્રે
ને ગાંડીવે કીધો ટંકાર.
" પાર્થ ! રીઝજે આજના સંગ્રામે,
ન દેતો અવકાશ ચાંચલ્યને;
સંહાર કરજે.
હવે ગાંગેયના ભેટમભેટ ખેલવા
હંકારું છું રથઘોડલાને ! "
" મહારાજ ! શો શોભે છે
પેખો પિતામહનો સુવર્ણટોપ,
જાણે શૌર્યનો ભાર ભર્યો ! "
' પાર્થ ! અનિત્ય છે એ સુવર્ણટોપ
ને આવિર્ભાવી ભીષ્મનો દેહ

ભલે ઝીલે ગાંડીવઘાવ આજ !"

અને સણસણતું છૂટયું બાણ
પિતામહનો ટોપ વીંધતું.
" પાર્થ ! અનિત્ય છે અસત્ય
ને નિત્ય છે સત્;
ધરણીએ પોઢાડ ગાંગેયદેહને !"

અણઉત્તર રહ્યો પાર્થ
મલકામણે ફેંકતો ગાંડીવેથી બાણ
મંથન હતાં પૃથાપુત્રમનડે.
સુણ્યા'તાં એણે ગીતાનાં વેણ
પણ નહોતા ઝીલ્યા પૂરા
ગીતાનાં ગૂઢાં જ્ઞાન.
ને યુદ્ધની જમાવટે
પાર્થે દીઠી પુત્રજ્યોત
" મહારાજ ! પેખો પણે
અભિમન્યુ ઉજાળે છે માતુલપક્ષ !"
" પાર્થ ! પિતાનાં શૌર્ય પુત્રે ઊતરે
ક્ષાત્રલોહીની છે એ પ્રતિભા !"

અને પિતાપુત્રે
સંગાથીલા માંડ્યા સંહાર
હાકાબાકા કીધા રિપુને,

ધખ ધધક ધધક વહાવ્યા
લાલ લાલ રક્તના ધોધ.
નદીં તરાવી મસ્તકપંક્તિઓ
કાળભૈરવની કંઠમાળને કાજ.
એ નિહાળીને
મૌન મૂછે મલક્યા પિતામહ:
" પાંડવના વેલાનો છોડ અભિમન્યુ
શું હોડે ખેલે છે પિતા સંગે
સંહારનો ખેલ ! "

અને વૃદ્ધ પિતામહના નેત્રે
હૈયા–અશ્રુની વહી ધાર
એમણે નિહાળ્યું
હસ્તિનાપુરના રાજમહાલયઘુમ્મટે.
" બેટા ઉત્તરા ! અમોડીલો છે તુજ કંથ,
ભાવિ અંધકારભર્યું પેખું છું;
પાંડવનો વંશવારિધિ
છે ને તુજ ઉદરે ? "

એવે ઝબક્યા ગાંગેય
સારથિના સર્યાં વેણુએ:
" પિતામહ ! ક્ષેમ તો છો ને ? "
" સારથિ ! શો છે આ પ્રશ્ન ? "

" પિતામહ ! પૃથાના પુત્ર ને પૌત્રે
ન પેખી આપકરેથી બાણુસામના
યુદ્ધના બદલ્યા છે રાહ ! "

એવે બજ્યો ભીમકર્માના
' પૌંડ્ર ' શંખનો પ્રચંડ નાદ,
હસ્તીસંહાર આદર્યો હતો
કૌરવપક્ષનો બળવત્તા ગદાધારીએ
એક એક ગદાપ્રહારે.
હસ્તીના કુંભસ્થળ તોડતો ભીમ
ને દંતૂશળ ખેંચીખેંચીને
વ્યગ્ર કરતો'તો ગદાધારી
કુરુસૈન્યના પહાડ શા હસ્તીને
કે પાછા ફરી વાળે કચ્ચરઘાણ

પહાડ જાણે ઘૂમતો'તો
સંહારતો મગત્તરાને,
ગજ–ચિચિયારીએ ગાજતું'તુ કુરુક્ષેત્ર
મહાવાયુ વાઈવાઇને
જેમ કરે અભ્રનો વિનાશ,
એમ એમ આદર્યો હતો
ભીમકર્માએ ગજસંહાર
મહાવૃક્ષો જેમ પડે ઊડી

એમ પડતા'તા
ભીમ-શૌર્યના વાવાઝોડાનાં તુફાને
ધરણી ધ્રુજતા ઢળતા'તા
કૌરવસેનાના મદમત્ત ગજરાજ.

મહા મચ્યો'તો હાહાકાર
ને ચીડિયારમણ હતું રણમેદાને,
ઘોર ગજ-સૈન્યના ધમસાણે
શોણિતનાં ભરાતા'તાં તળાવડાં
ને રુધિરખરડ્યો ભડવીર ભીમકર્મા,
ડુંગર જેવડા ખડક્યા મૃત ગજઢગે ઊભો
કરતો'તો વિકરાળ અટ્ટહાસ્ય

એવે મહામાયાવી પુત્ર ઘટોત્કચ
પધાર્યો પિતાના સંહારપક્ષે
ને દારુણ પ્રસારી માયા,
પછી માંડ્યો મહાસંહાર;
ધડોધડ મચ્યું યુદ્ધ.

∘ ∘ ∘

અને એ સંધ્યાના યુદ્ધવિરામે
કૌરવપક્ષે થયો મહાઉલ્કાપાત,
શું કાળભૈરવે સાક્ષાત્ આવી
કૌરવપક્ષનો કર્યો સંહાર ?

## ( ૧૨૪ )
## પાંચમો દિવસ

અને સૂર્યોદય પછીના યુદ્ધારંભે
ભીષણ યુદ્ધ થયું પ્રવર્તમાન,
આભ દેતું'તું ભયંકર ગર્જનાએ પડછંદા
હસ્તીહુંકાર ને અશ્વોના હણહણાટ
દિગંતે પાડતા'તા પડઘા
ને વીરગર્જનાએ ગર્જતું'તું
કુરુક્ષેત્રનું સંહારસમરાંગણ.
શોણિતનાં ભર્યાં ખાબોચિયાંઓમાં તરતાં'તાં
ટોપકુંડળ ને કવચબખ્તર.
રુવાં ઊભાં કરનાર દૃશ્ય
ભયંકર ને હતાં કરાળ.

એવે જાણે
આભે ઊગ્યો ધૂમકેતુ તારો
એમ વાનરરાજ હનુમાન ધ્વજ
ફરકયો મહાઉલ્કાપાતે
ને ગાંડીવના ટંકારે ધ્રૂજી ધરણી.
ઊડી રજનાં બાઝયાં અભ્ર
ધર્ષણ થયાં મેઘવિહોણા આભે
ને ઝબક ઝબકી વીજ.
ઘોર છવાઇ દિનપ્રકાશે આંધી

ને વધ્યો રજનો ભેદ
ચોનગ્રની પડી દિશા
ને ઘૂમ્યા કુરુક્ષેત્રે
કૌરવપક્ષે શાંતનુસુત
ને પાંડવપક્ષે પાર્થ ધનુર્ધર
" પાર્થ ! કુદ્દપને હોમ હવિ ! "
" મહારાજ ! મુજ મનડાની જાગૃતિએ
પેખું છું ક્ષુદ્ર જીવોના સંહાર
પણ માનનીય પિતામહ ને ગુરુ દ્રોણ શાના સંહાર
વિચારણાની સ્વમાવસ્થામાં
હું ખમારી ભાસે છે મુજને ! "
" પાર્થ ! સુષુપ્તિ અવસ્થાએ છે
ગૌણ સ્વપ્ન ને જાગૃતિના વિચાર
અને સ્વપ્ન જાગૃતિ ને સુષુપ્તિથી
પર છે સમાધિસ્થ અવસ્થા,
અને સમાધિ છે વૃત્તિના લયે
પણ પાર્થ ! એ કક્ષાએ પુગાય નિષ્કામ કર્મે
પ્રાપ્ત છે તુજને વણમાગ્યું યુદ્ધ
સંહાર તુજનાં કર્મ ! "

અને ગાંડીવધન્વાએ

હણનના માંડયા યત્ન.
પણ આહુતિ એની
અધૂરી રહી સંધ્યાકાળ પ્રસંગે.

## (૧૨૫)

## છઠ્ઠો દિવસ

મકરવ્યૂહની ગોઠવણીએ
ધૃષ્ટદ્યુમ્ને કીધી પાંડવસેના સુરક્ષિત
ને ધપતી કૌરવસેના
આપમેળે પામતી'તી વિનાશ
દ્રમાઇને પાંડવશૌર્યે અણુ અણુ

એવે ડગમગ્યા દ્રોણાચાર્ય
સેનાધિપતિ ભીષ્મને પ્રશ્નતા
" ગાંગેય ! દિનના પ્રારંભે
વણખાળ્યા ભાસે છે પાંડવપૂર ! "
" આચાર્યજી ! સમભાવના સેવો
ને આનંદો પાંડવશ્રેષ્ઠતાએ,
ઉજાળે છે પાંડુપુત્રો આજ
આપદીધા અસ્ત્રશસ્ત્રવિદ્યાના જ્ઞાન ! "

પણ બ્રાહ્મણબુદ્ધિએ હતા કર્મકાંડ,
ન હતી વિસ્તૃત ભાવના,
અને પાર્થશિષ્યની શિરશિખા અભિમન્યુએ
કંપાવ્યું કૌરવ-સૈન્ય
અગાધ વહાવી પરાક્રમના પૂર.
જેમ કંપાવ્યા'તા દેવાસુરયુદ્ધે
ઇન્દ્રેઅસુરોને

એમ અભિમન્યુએ વર્તાવ્યો હાહાકાર
કૌરવની અમોઘ સેનાએ.
અને દ્રષ્ટા હતા એના
યોગેશ્વર કૃષ્ણ ને પાર્થ ધનુર્ધર
યુગદ્વાપરની સમરાંગણભૂમિએ.
" પાર્થ ! પુત્રપૌત્રાદિના
સંસારે છે સગવાડ
જેનું અસ્તિત્વ
જ્ઞાનદૃષ્ટિએ શૂન્ય છે.
આત્મા છે કૂટસ્થ
ને છે અપ્રેરણીય
પ્રારબ્ધ પુકારે છે
સમરાંગણે આવ્યા યોદ્ધાના સંહાર. "

અને ગાંડીવધન્વાએ
બાણમેઘની કરી વર્ષા
ને આદર્યો ઘોર સંહાર.
આજે રુદ્રના ગણોએ રીઝીને
મસ્તકપંક્તિની ગૂંથી રુંડમાળ.
જોગણીઓએ પીધાં રુધિરખપ્પર,
ને રુધિરે રંગ્યું સંધ્યાનું આભ
કે મહાકાળી રીઝીને પધારે
કાળરાત્રિનું ખંજર લઈને,
ને ચૂડેલો સંગે લે
મહાસંહારનો ઘોર રાસ !

## ( ૧૨૬ )

## સાતમો દિવસ

એ પ્રભાતના પહેલા પહોરે
પ્રચંડ વંટોળ વાતો'તો અગ્નિકોણેથી
ને કાળ-વિકરાળના પડછંદાએ
ગાજતું'તું કુરુક્ષેત્ર;
અને દુર્યોધનની પ્રાર્થનાએ કૌરવપક્ષે
પિતામહ બન્યા'તા કાળનો મેઘ,
ને કાળની શેતરંજે ફરતાં પ્યાદાં ઉપર
તૂટી પડયા'તા અમોઘ બાણવર્ષાએ
મચાવતા ઘોર-ધમસાણ.
અને પાંડવપક્ષે ?
ભડવીર ભીમકર્મા ઘૂમતો'તો
ઝપીઝપીને કરતો ગદાના ઘાવ.
એવે આવ્યો ઘટોત્કચ:
" પિતાજી ! એવું માયાવી યુદ્ધ ?"
" બેટા ! પરમાયાવી ખેલ
સંહારનો યજ્ઞ છે આ ! "

પછી ઘુઘવાટી કરી ઘટોત્કચે

નેચગદાયાં કંઈક
વહાવીને શોણિતસાગર.

એવે આવ્યા કૌરવપક્ષેથી
હસ્તીએ બેસી ભગદત્તરાજ
ને મદ્રના શલ્યરાજ.
એમણે પાડી મહાઘોષણાની હાકલ
ને નમતી બાજી કૌરવસૈન્યનીને
ભીષણ વર્ષાવી બાણવર્ષા
શૌર્યે દીધા થંભા
પછી માતુલ શલ્યના જેમને
મેઘ જેમ વારે સૂર્ય
એમ આળ્યા નકુલ-સહદેવે.

એવે ધનુર્ધરતા પાર્થ-થે
સુશર્માના લીધા તાગ.
" પાર્થ ! ગાંડીવને લાગી છે તૃષા
સંહારીને કરાવ રુધિરનાં પાન ! "

અને પ્રવર્તમાન થયો મહાસંગ્રામ
મહારથીઓના ધનુષ કાપ્યા ધનંજયે
ને રથીઓને રોળ્યા રણે
મસ્તક ભેદી ને કવચ ભેદી.

એવે દુર્યોધને દીધી ત્રાડ,
ને શૌર્યે ગજાવ્યું રણમેદાન.
એ પેખી ભીમકર્મા
લોહચુંબક શો ખેંચાણો યુદ્ધે
કે પ્રતિજ્ઞા કરું પૂરી
ને દ્રૌપદીના કરું વેણીસંહાર,
પણ અવધ હતી એને.

o o o

" પાર્થ ! પિતામહ જોતા હશે વાટ ! "
" મહારાજ ! વાળો રથ,
ને શોધો ' તાલ ' ચિહ્ન ફરકતા ધ્વજને ! "

અને ધરણી ધ્રૂજી પાર્થરથે
ધમમ ધમ .. ધમમ ધમ...
ને ઝંઝાવાતશા બે યોદ્ધા
ધનુર્ધર ને પિતામહ ખેલ્યા સંગ્રામ.
" પાર્થ ! ગાંડીવને પીવું ભાસે છે
આજ પિતામહનુ રક્ત;
પુરુષાર્થના અધિકારી છો,
નથી પરિણામનો.
મ ચૂકીશ કર્તવ્યની નેમ ! "

અને છૂટ્યાં ગાંડીવેથી બાણ.

"મહારાજ! કર્મયોગે પામતા છે કર્મસંન્યાસ!"
પછી સત્યસ્વરૂપે આવતા ધનંજયબાણે
કુરુવૃદ્ધનેયે ડગમગ ડોલાવ્યા.
હસ્યા પિતામહ
ઝીલતા ને છેદતા બાણ.
" પાર્થ ! અધૂરો છે હજી મુજ સંહારવ્રત,
ભીષ્મ નહીં પડે પૂરો થયા લગી "

ધનંજય રોપતો'તો પિતામહદેહે બાણ
રણાંગણે લીધું'તું ભયંકર સ્વરૂપ,
પણ એવે પ્રસર્યા
સંધ્યાના રંગ,
સૂર્ય ડૂબ્યો પણ ન ડૂબ્યા પિતામહ;
ને અડગ વધ્યા પછી
યુદ્ધવિરામે મલકામણે વેણ :
" પાર્થ ! આજ દીઠાં તુંએ એવાં
કાલે મુજનાં પેખજે સત્યસ્વરૂપ !

એ સુણી હસ્યા કૃષ્ણ.
" પિતામહ ! મહાસાગર ન મૂકે માઝા ! "

° • •

અને બેય રથના અશ્વોના જોતર
સામસામી છાવણીએ ઊતર્યા.

## ( ૧૨૭ )

## આઠમો દિવસ

અને આઠમા દિ'ના પ્રભાતે
પાહાતથહેરી વ્યૂહ રચ્યો કૌરવસેનાએ
આક્રમણ માંડયા પાંડવપક્ષે
પિતામહની યુદ્ધકુશળતાના
પ્રત્યક્ષ હતા આજ પારખા
પણ ધૃષ્ટદ્યુમ્ન ને ભીમકર્માએ
સૈન્યને લીધુ સામે ધસારે
કે વેગને ખાળે વેગ,
ને હણ્યો પિતામહસારથિ
કડડડ કર ઝીકીને ગદા

અશ્વો બન્યા નિરંકુશ
ને દીધી બેફામ દોટ,
પણ યુદ્ધકુશળ પિતામહે
માંડયા સંહારના સગે સગે
અશ્વની ગ્રહી રાશ

પણ એવે મચાવ્યુ ઘોર ઘમસાણ
પાંડવસૈન્યપ્રાણ ભીમકર્માએ,
સાત સહોદર દુર્યોધનના હણ્યા
ને પ્રવર્તાવ્યો ઘોર હાહાકાર.

અને સૈન્યને ત્રીજે મોરચે
જીવતા પિતાના માયાવી પુત્રે
સમરાંગણે વર્તાવ્યો કાળો કેર
ઘોર મચાવ્યું'તુ ઘમસાણ ઘટોત્કચે
હસ્તીઓ ઘૂમતા તા બેફામ
રુધિરોના કરતા વમન.
ને ઘટોત્કચની અમોઘ બાણવર્ષાએ
ટપોટપ પડતા'તા યોદ્ધા

પછી એણે સાધ્યા
રાજા દુર્યોધનના સામના
" કુલાધમ ' માનજે આજ, દુષ્ટ '

તુજનો છે આખરી સંગ્રામ.
બહુયે દીધાં છે કષ્ટ
મુજ પિતા-કાકાઓને,
ને રજસ્વલા દ્રૌપદી માતાજીનાં
સભામધ્યે ખેંચ્યાં'તાં ચીર !"

અને ક્રૂર કરી ઘટોત્કચે ચિચિયારી
ને બનીને સાક્ષાત્ કાળ
ધૂધવતું કર્યું દુર્યોધને આક્રમણ,
પણ એવે ગુરુ દ્રોણાચાર્યે
બાણકિલ્લાએ અવરોધ્યો હેડંબાસુત
"ઘટોત્કચ ! માયાવીનોયે છું હું માયાવી,
રણસંગ્રામે બ્રહ્મરાક્ષસ છું !"

અને અટ્ટહાસ્ય કીધું ગુરુએ,
એત્રે સહોદરની સહાયે આવ્યો સહોદર.
પાર્થપુત્ર ઇરાવાને
આવી દીધાં અનેરા યુદ્ધ.
હસ્યા ગુરુ દ્રોણાચાર્ય.
"ઇરાવાન ! ધન્ય છે તુજ શૌર્યને
ઉલૂપીની ઉજાળી છે કૂખ,
પણ ભીષ્મે દીધાં છે મુજને

આજ રોજ કુર્યોધનના રક્ષણ !"

એવે નિહાળી ઉત્તર મોરચે
પાડવ પક્ષના મહાજમાવ
ને ઘોર મચ્યુ ધમસાણ
સહાયે આવ્યો માયાવી ઋષ્યશૃંગપુત્ર
અને પછી ચગ્યા
ભગવાન ને આર્ષ્યશૃંગિના સંગ્રામ
ઉત્તરપૂર્વ ભારતની યુદ્ધકલા
આજ ખેલતી તી
દક્ષિણ-પશ્ચિમની કલા સંગે
પણ આર્ષ્યશૃંગિના પછી
વધ્યા જોરના પ્રમાણ
ને ઘરાનાનનો કર્યો વધ,
પાડવપક્ષે મચ્યો હાહાકાર
ને કૌરવે બજાવી ભેરી
પછી ભીમસેને માંડયુ ઘોર ઘમસાણ.
કાળનો જેમ તૂટે મેઘ,
એમ તૂટ્યો સંહારે
રિપુ–મસ્તકના દડાએ
ગદાની યષ્ટિકા કરી ખેલ્યો !

અને પછી સંધ્યાએ ?

(૧૨૮)

## ભીષ્મ-પ્રતિજ્ઞા

અને આઠમા દિનની સંધ્યાએ
યુદ્ધવિરામ પડ્યો પ્રસર્યા'તા
વિષાદઓથાર દુર્યોધનમને

કૌરવ-શિબિરે બેઠા'તા
દુર્યોધન શકુનિ ને દુઃશાસન કર્ણ,
એવે વદ્યા કુરુ-યુવરાજઃ
" કર્ણ ! ભીમે મચાવ્યો હાહાકાર આજ
ને ધનંજય યુદ્ધ ઘટોત્કચનાં પાસ
આપણાં પુણ્ય ઘટતા ભાસે છે ! "

અને પ્રસરી શાંતિ પછી
કર્ણમુખથી સર્યાં શોભતા વેણઃ
" યુવરાજ ! પિતામહ દે છે છેહ
પાંડવપક્ષે રાખી પક્ષપાત
કાં ત્યજે સૈન્ય સેનાપણું
ને કાં કરે પાંડવસંહાર ! "

એ કર્ણવિચારને
દુઃશાસન શકુનિએ દીધા સમર્થન
" યુવરાજ ! પધારો પિતામહ કને
ને આદર્યાના આણો અંત ! "

○ ○ ○ ○

અને ભીષ્મકુટિરે
સંધ્યા કરતા પિતામહને જાણી
યુવરાજ ટહેલતા'તા બહાર
અઢાર અક્ષૌહિણીની પાથરી છાવણીના મધ્યે

એ આઠ દિ'ના યુદ્ધે
કંઈક ડેરાતંબૂએ પ્રસર્યા'તા
મહાસંહારના અંધકારઓળા
ભૂતોએ કર્યા'તા મહી વાસ
ને ચુડેલો લેતી'તી રાસડા

અને દૂર કુરુક્ષેત્રેથી
અથડાતી'તી દુર્યોધનકર્ણે
આછી આછી ઘવાયેલની ચિચિયારી
ને દીસતી'તી મશાલો એ પક્ષની
શોધતી ઘવાયેલને મલમપટ્ટાને કાજ

એક સર્યો આછો નિઃશ્વાસ
કુરુ–યુવરાજના ઉષ્ણ શ્વાસેથી
ને માતાજાયા મૃત્યુએ પોઢ્યા સાતના
અંધકારે દીસ્યા ઓળા
" શું સોયેનો સંહાર ?
ના.. ના... ! " મનોગામી એ મંથન તૂટ્યું
ને પછી સુણાયો પિતામહનો આવકારઃ
" દુર્યોધન ! આવ, વીર, આવ ! "
' પિતામહ......... ! "
" દુર્યોધન ! કેમ અવરોધ્યા છે
હૈયે વસ્યા મુખડે આવતા ? "

એ મખમલના વિભૂષિત ડેરાએ
કુરુવૃદ્ધ ને હતા કુરુયુવરાજ.
આછા અનિલ વાતા'તા
ધીરે ધીરે ઝુલાવતા ડેરાની ચક;
દીપક બળતો'તો ઝગહળ
પિતામહના શૌર્ય સમો.
ને આત્મીય પરિચારક મૂકતો'તો
ગાંગેયના બખ્તર ને આયુધ
" પિતામહ ! આવ્યો છું પ્રાર્થનાએ
કે વૃદ્ધ છો આપ,
પાંડવસંહાર દુષ્કર ભાસે છે
ભલે કર્ણ સોહાવે સૈન્યદોરવણાં,
ને આપ મહાનુભાવ
વારાણસીએ ગંગાકાંઠે વસી
શાંત વિતાવો જીવન ! "

એ દુર્યોધનવેણલે
ધોમ ઝાળ લાગી
અવળાં ઊઠયાં ગાંગેયનાં રુવાં,
ને ધમેલ તાંબા સમા નેત્રથી
જાણે પ્રલયનો ભભૂક્યો અગ્નિ.
" દુર્યોધન ! દુષ્ટ છો.
ભીષ્મે નથી ઝીલ્યા કો'દિ'

"

એ ઝીલે છે આજ
અપમાનનાં   વેણુ "

અને કુરુવૃદ્ધમુખડે  પ્રજળ્યો રોષાગ્નિ;
પછી અણચિંતવ્યો જાણે શમ્યો ભાસ્યો
ને રોષરેખાનાં થયાં પરિવર્તન
મુખારવિંદે પ્રસરી હાસ્યની રેખાએ,
પણ તોય કુરુયુવરાજ ધ્રૂજતો'તો કંપવા સમો.
" દુર્યોધન ! જ્ઞાન વિદાર્યું મેં આજ
ને પ્રજળાવ્યો કોપાગ્નિ હૈયે.
છેલ્લા છેલ્લા છેલ્લા ટાણે
શાં વળી ભૂલવાં સમત્વનાં ભાન ! "

અને વીતી શાંત પળ.
પવન વાતા'તા.........
ને જાણુયે આછી ચિચિયારીનો ધ્વનિ
સુણાતો'તો જાણે નેપથ્યેથી.
ને હસ્યા ક્રૂર અટ્ટહાસ્ય ગાંગેય.
" દુર્યોધન ! અરીસો છો તું અજ્ઞાની,
તું'ને છે ચંડાળોનાં દોરવણાં.
કાવાદાવાના ખેલવા દાવ
એ છે સંસારના ચલનજીવનનું અજ્ઞાન.

કર્ણની નથી શુ ગજાશ લગીર
કે ઘડીક ઝીક ઝીલે પાર્થ સામનાની.
વિરાટનગરે હતી સારીયે કૌરવસેના
પાર્થ ધનુર્ધરે એવે
એકલે હાથે દીધાં'તા પગજ્જ
કર્ણનાં શૌર્ય
કઈ નિદ્રાએ સોડ તાણી સૂતાં'તાં ? "

અમોલ વીતી પળ
ને ફરી કીધું પિતામહે અટ્ટહાસ્ય.
" દુર્યોધન ! તુજ લૂણ કરીશ યુદ્ધે હલાલ
ને પ્રતિજ્ઞા કરું છું આજ
કે કરીશ નિષ્પાંડવી પૃથ્વી,
નહિતર અવશ્ય મરીશ "

એ સુણી ઊઠ્યો આનંદ
યુવરાજ દુર્યોધન મનડે અમોઘ
" પિતામહ ! સત્ય વદો છો ? "
" દુર્યોધન ! સત્યના ન હોય સાક્ષાત્કાર
અસત્યભર્યા આ સંસારે જ્ઞાન વિના ! "

° ° °

અને દુર્યોધન યુવરાજે
કૌરવછાવણીએ દીધા સમાચાર

કે પિતામહ કરશે નિષ્પાંડવી પૃથ્વી,
ને નગારાએ પડી દાંડી.
હર્ષના બજ્યા દુંદુભિનાદ.
પડયા પાંડવસૈન્યે એના પડઘા
ને દીધા ગુપ્તચરે સમાચાર
પાંચ પૃથાપુત્રના શિબિરેઃ
" મહારાજ ! પિતામહે કીધી છે પ્રતિજ્ઞા
નિષ્પાંડવી પૃથ્વીની ! "

એ વેણુયે
હિમ શો પડયો શેરડો પૃથાપુત્રોને,
ને પાંડવમહારાણી દ્રૌપદી
યુધિષ્ઠિરરાજને ઢોળતા વીંઝણો
ડગમગ ડોલીને મૂર્છિત શી બની
ધરણીએ એહા ઢગલો થઇ
પછી પ્રસરી વિષાદછાયા શાંત પળ
ને સર્યાં યુધિષ્ઠિરમુખેથી વેણ
" અફર છે પિતામહની પ્રતિજ્ઞા અવનીએ,
બ્રહ્માંડ ફરે તો ફરે ભીષ્મપ્રતિજ્ઞા.
આ પ્રારબ્ધ ! '

અને અધૂરાં રહ્યા યુધિષ્ઠિરવેણુલાં,
પણ પ્રારબ્ધનો પિછાણણહાર

મલકયો મનડે સહદેવ જોશી

        એવે પ્રવેશ્યા
શિબિરે યોગેશ્વરેશ્વર કૃષ્ણ,
મુખડે કરતું'તું મલકામણું નૃત્ય
" હારિકેશ ! ભયંકર છે આજ સમાચાર,
પિતામહે કીધી છે પ્રતિજ્ઞા
નિષ્પાંડવી પૃથ્વીની ! "

        નિશાના બીજા પ્રહરે
સમીર વાતા'તા યમુનાજળિયા શીતળ
ને સર્યું ગીતેશમુખે મલકામણું:
" યુધિષ્ઠિરરાજ ! નિષ્પાંડવી કરી પિતામહે પ્રતિજ્ઞા
તો પાર્થ કરે પાંડવપક્ષે પ્રતિજ્ઞા
નિષ્કૌરવી પૃથ્વીની ! "

        અશક્યનું શક્ય વદ્યા કૃષ્ણ,
પણ ભ્રાતિએ બીને
યુધિષ્ઠિરમુખે સર્યા વેણ
" મહારાજ ! મ ઉપહાસો ! "
" યુધિષ્ઠિરરાજ ! સસારે છો સમાન માનવ ! "
" મહારાજ ! મ ઉપહાસો ફરી,
કિંતુ તે દે છે પડછંદા પિતામહના શૌર્ય,

અજેડ છે ભારતવર્ષે ગાંગેય !"

ચાલતી'તી એ મંત્રણા
ને પ્રસર્યા કૌરવ-છાવણીએ ઉલ્લાસ જાણી
પાંડવપક્ષી રથી મહારથી ને અતિરથીઓ
યુદ્ધે જાણવા ભાવિની ચાલ
પધાર્યા ઘેરતા મુખ્ય ડેરો.
એવે સુણાયાં એમને
મહારાણી દ્રૌપદીનાં વેણ;
"કૃષ્ણરાજ ! મહાભારતના દોરવણહાર બની
ધનંજયનો હાંક્યો રથ
શું મુજ ચૂડીકર્મને કાજ ?"
"કૃષ્ણા ! અનાયુધ છું !"
"ગીતેશ ! તો નહોતા દેવા સંહારના આદેશ,
ભલા હતા અમને વનવાસ.
કિલ્લોલતાં પંખીડાં ત્યાં
ને નિસર્ગનાં સુણાતાં'તા ગાન !"

અને ફરી પ્રસરી શાંતિએ
ફક્ત સુણાતા'તા
આનંદના દુંદુભિનાદ, કૌરવ-છાવણીએથી બજતા,
એવે સર્યાં દ્રૌપદીવેણ:
"કૃષ્ણસખા ! ન દઈએ છેહ કોઇને;
પ્રથમ દિને વિરામ્યું હતું ધનંજયે ગાંડીવ,

તારલિયાઓ ટગમગ ટગમગ
ટમટમી દેતા'તા અલ્પ પ્રકાશ.
કરે ગ્રહી હતી કૃષ્ણે મશાલ
ને ઝાંખળાં ને જાળાં ખસેડતાં'તાં
દ્રૌપદીના ગમનની પગદંડીએ;
પણ અંતર એ સૈન્યછાવણીનું
કોશીના કોશો હતું.
" કૃષ્ણ સખા ! શ્રમે થાય છે શિથિલ દેહ
ને થાક્યા છે પદ સુજના ! "
" કૃષ્ણા ! રણમયદાનની મધ્યસ્થ ભૂમિ વટાવીને
પ્રવેશ્યાં છીએ આપણ કૌરવછાવણીએ;
દૂર નથી હવે ભીષ્મ-કુટિર.
પેખ પણે
પ્રદીપનો પ્રકાશ ઝળહળતો "

અને પહેરેગીર ટહેલતો'તો
સ્વયંરક્ષી પિતામહને સંરક્ષતો.
" કૃષ્ણા ! પ્રણામજે પિતામહને,
પણ ન દઈશ સુજનાં નામ ! "

અને તારલિયાની તેજવર્ષા ભીંજી
દ્રૌપદી પ્રવેશી પિતામહશિબિરે.

યુગદ્વાપરના અખંડ બ્રહ્મચારી હતા ભીષ્મ
પણ સની દ્રૌપદીના પ્રવેશને
નહોતી બાંધી એમણે આડ.
એ પહેરેગીર પ્રણામ્યા આયુધ નમાવી
ને પ્રવેશી દ્રુપદતનયા ડેરાની ઊંચકીને ચક,
પણ રોક્યા મારગડા
કિરાતવેશી કૃષ્ણના પહેરેગીરે.

અને ભીષ્મશિબિરે
ધ્યાનપ્રરત હતા પિતામહ,
બ્રહ્માંડ ઘૂમતું'તું
ને પરબ્રહ્મ દેતા'તા સાદ
અલક્ષ્ય દોર સાધતા'તા પિતામહ
લક્ષ્ય આ સંસારે વસી
સમાધિસ્થ દશાની કઇ હશે ભૂમિકા ?
દિઙ્મૂઢ ડોસી પાંડવમહારાણી.
હો' યોગેન્દ્ર
યોગસમાધિએ વિચરતો હનો યોગમોકે !
અને વહેતા'તા ગંગોત્રીભીંજ્યા અનિલ.

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥**

એ હતી નીરવ શાંતિ
ને કુરુકુળપુત્રવધૂ પ્રણામી:
" પિતામહ ! પ્રણામું છુ ! "

અને પ્રણામતીને લાધ્યા ઉત્તર :
"સૌભાગ્યવતી ભવ, બેટા ! "

વિચારણાના સાગરે ડૂબી દ્રૌપદી
કે એક પા ' અખંડસૌભાગ્યવતી 'ની આશિષ
ને બીજી પા
નિષ્પાણી પૃથ્વીની પ્રતિજ્ઞા ? "

શું સત્ય
અસત્યની માયાએ આચ્છાદ્યું છે ?
અને ફરી પ્રણામી પૃથાની પુત્રવધૂ
" સૌભાગ્યવતી ભવ, બેટા ! "

એ જ લાધી આશિષે
કુરુવૃદ્ધને પ્રશ્ન્યા પાંચાલીએ:
" પિતામહ ! આપકુલવધૂ છું,

સૌભાગ્ય છે હું કે આજ રાત્રિનાં
તે આવી છું પ્રણામવાને કાજ.
કાલ ઊગંતા પ્રભાતે
આપ મહાનુભાવની પ્રતિજ્ઞા નિષ્પાંડવીની
અફળ દેશે સંસારે પડઘા
કે વૈધવ્ય ભેટશે આપ કુળવધૂ ?"
એ વેણલે ધ્યાનસ્થ શા ઝબક્યા પિતામહ
ને વૃદ્ધે ધર્યાં નેણ નેજવાં,
પછી કીધું અટ્ટઅટ્ટહાસ્યઃ
" કોણ, બેટા દ્રૌપદી ? "
અને ફરી હસતા વદ્યા ગાંગેયઃ
" **સૌભાગ્યવતી ભવ**, બેટા ! "

એ સૌભાગ્યઆશિષની પરંપરાએ
દીન વદને કર જોડીને
પિતામહને પ્રશ્ન્યા ફરી દ્રૌપદીએઃ
" પિતામહ ! આપે કીધી નિષ્પાંડવીની પ્રતિજ્ઞા
ને આશિષ્યા છે મુજ સૌભાગ્ય
વૈધવ્યની કરું અપેક્ષા
કે અખંડ મારા સૌભાગ્યની ? "

એ અંધારરાત્રિના પાછલા પ્રહરે

પશ્ચિમ દિશાએ ચંદ્રમા આથમતો'તો;
સારથિ અંગે ધવાયેલા પિતામહ
મલમપટા કરી બિરાજ્યા'તા,
ને કર જોડી ઊભી'તી કુલવધૂ
" બેટા ! સૌભાગ્ય રહેશે તુજનાં અખંડ.
સન્નિપાતે વધો'તો કે નિષ્પાંડવી કરીશ;
પણ નહીં કરું તો અવશ્ય મરીશ.
સત્ય છે મુજની બીજી પ્રતિજ્ઞા,
જીર્ણ થયો છે આ વૃદ્ધ દેહ હવે ! "

અને ફરી દીધી પિતામહે આશિષ,
"બેટા! સત્ય ત્યાં કૃષ્ણ છે, ને કૃષ્ણ ત્યાં છે જય!"

અને ખખડીને કીધું બીજે અટ્ટઅટ્ટહાસ્ય.
" બેટા પાંચાલી ! હવે પેખુ છુ ભેદ
કે કૃષ્ણકળા હતી કૃષ્ણની
મુજ પ્રતિજ્ઞાએ દેવા છેદ
હુયે કરું છું બીજી પ્રતિજ્ઞા આજ
કે અનાયુધ કાળુડાને
સુદર્શન ચક્ર ધરાવીશ કાલ ! "

પછી પ્રણામતી પાંચાલીએ ભર્યાં ડગ

ને શિબિરદ્વાર લગી આવ્યા પિતામહ
" બેટા ! છે ને કો' સંગાથે ?
નહિતર પાછલું વળાવિયો પાંડવછાવણી લગી ! "
" પિતામહ ! કિરાત છે સંગાથે ! "

અને અંધારરાત્રિના પાછલા પ્રહરે
સમીપેથી થતા આછા આછા ઓળા
પિતામહ નિહાળી રહ્યા નેત્ર ખેંચીને.

એવે અણચિંતવ્યા ઝબકયા
ને ત્રાડ પાડી કરીને અટ્ટઅટ્ટહાસ્ય
" ઓ કિરાત ! ઓ કૃષ્ણકિરાત !
પધાર, પાછો પધાર,
અહુયે કર્યા વેશ યુગદ્વાપરે પ્રભુ ! "

અને સ્વરનો સુણ્યો ઉત્તર·
" પિતામહ ! ન જિતાત નહિતર કુરુક્ષેત્ર
અજય ગઢ ભીષ્મરાજનો ! "

અને કૃષ્ણમૂર્તિ

રમી રહી પિતામહઅંત:કરણે

° ° °

પછી અંધારરાત્રિના પાછલા પહોરે
મશાલ ઝાલી તી ગીતેરો
ને એય ભરતાં'તા ડગ.
" કૃષ્ણસખા ! પિતામહે કીધી છે પ્રતિજ્ઞા
કે આપ અનાયુધને
કરે ધરાવશે સુદર્શનચક્ર ! "
" કૃષ્ણ ! પાર્થના બનીને સારથિ
અનાયુધ રહી પરીક્ષા થયું છે
સહારને કાજ કાળનું સુદર્શન.
હવે ભીષ્મની પ્રતિજ્ઞાને કાજ,
કાલ લઇશ પ્રત્યક્ષ ચક્ર ! "
" મહારાજ ! પ્રતિજ્ઞાભંગ ? "
" કૃષ્ણ ! ભક્તોની મહત્તાને કાજ
સદાય ભાગી છે પ્રતિજ્ઞા ! "

(૧૩૦)

# નવમા દિવસનું દારુણ યુદ્ધ
# ને
# ગીતેશે ચક્ર ધર્યું !

પૂર્વ આભના ફાટયા મહાદુર્ગ
ને ઝર્યો ઊગતા સૂર્યકિરણોથી અગ્નિ,

અભિમન્યુની અમોઘ બાણવર્ષાએ,
એવે સેનાધિપતિજી ભીષ્મે દીધી સહાય
કૌરવની તૂટતી પાખે.
ને ત્રમઝટ બોલી બાણવર્ષાની.
રુધિરની ઊડતી'તી શેડો,
ને શંખઘોષણાએ ગર્જતું'તું આભ,
ડમરી ઊડી ઢાંકયો'તો સૂર્ય.

એવે કૌરવસૈન્યે દીઠો બીજો સૂર્યરથ
ધમધમાટ કરતો ધપતો વેગે
પુત્રને દેવાને સહાય.
" પાર્થ ! આજાનુબાહુ છો;
ભલે ગાંડીવના પ્રતાપ પેખે પિતામહ આજ ! "

અને ગાંડીવદોરીના ટંકારે
દિગ તે દીધા પડછંદા.
એવે હસ્યા પિતામહ રથેઃ
" પાર્થ ! ભલે આવ્યો તુ
નિહાળ તુજ પુત્રજ્યોતના પરાક્રમ !

અને કૃષ્ણે કીધી હાકલઃ

" પાર્થ ! બેહદ માંડી છે પિતામહે આજ ! "
" મહારાજ ! ગુરુદેવને ગૂંચવું છું હવે
ગાંડીવની બાણજાળે,
પછી પાતાળેથી શોધીશ પિતામહને ! "

અને આભના મહાન ગ્રહો બે
ધ્રુવ ને શુક્ર આથડે જેમ,
એમ ગુરુદેવના પટ્ટશિષ્ય પાર્થના
આજ હતા આચાર્ય સંગે સંગ્રામ.
ને કમંડળચિહ્ન ફરકતા ધ્વજરથેથી
પછી સુણાયાં મલકામણાંનાં વેણ:
" પાર્થ ! ભીષ્મ સેનાધિપતિની આજ્ઞાએ
આજ અવરોધું છું તુજ મારગડા;
મુજદીધી વિદ્યાનાં
છે મુજ કને વાળણ ! "

અને પાર્થે વછોડયાં ગાંડીવેથી બાણ
ને બાંધી બાણજાળ ગૂંચવતી દ્રોણગુરુને.
" ગુરુદેવ ! આનંદો આજ
શિષ્ય થાય છે આપથી સવાયો ! "

પછી ગૂંચવાયા મેલી દ્રોણને

કે આશિષે કુરુક્ષેત્રના ઘોર સંહારને.

કૌરવપક્ષના હલ્લાનાં પૂર
ને ગાંગેયના સંહારખેલ
વણખાળ્યા પાંડવે લાગ્યા
ભેદાતી'તી હરોળ પછી હરોળ.

એવે મહાભારતના સારથિએ
ઘુમણિયા લેવરાવી અર્જુનરથ લીધો.
" પાર્થ ! સ્તંભન કર પિતામહનાં પૂરનાં,
પ્રલય કરે છે પાંડવપક્ષે,
ધનંજય ! પ્રહાર કર. "

પણ ગાંડીવનાં તીર
પડતાં'તાં જાણે નિર્માલ્ય તણખલાં શાં.
" પાર્થ ! ગાંડીવ લાજે છે.
અવસર છે આજ,
પુરવાર કર વિરાટનગરે કહ્યાં વેણ
કે ભીષ્મદ્રોણ સંગે કૌરવ સંહારીશ ! "

અને તાલચિહ્ન ફરકતા ધ્વજ સામે
ફરકયો વાનરચિહ્ન ધ્વજ
પાંડવસૈન્યે આવ્યા પ્રાણ
કે પાર્થ ખાળે છે પિતામહને

" પ્રભો ! નિષ્પાંડવીયે થાય ને નિષ્કૃષ્ણીયે થાય
જો ચક્ર નહિ ધરે અનાયુધ યોગેશ્વર.
કરે સુદર્શન ચક્રને આજ
પ્રતિજ્ઞાનાં આજ છે પ્રમાણ:
ભક્ત વધે છે કે ભગવાન ? "

અને રણે રીઝ્યા ભીષ્મ
ફેંકતા જાય પ્રાણહનન બાણ
ને ઘુમાવતા જાય પ્રચંડ ધનુષ્ય
જાણે મહાકાળીના સંહારના રાગે
રુદ્રાક્ષેશ્વર દેતા તાલ.

પછી ફરી કીધું અટ્ટહાસ્ય
ને ખડતલ વૃદ્ધ અવાજેથી
સરી પ્રતિજ્ઞાની ગીતકડી,
જાણે સંહાર કરતા સાક્ષાત્ રુદ્ર
સંહારસમરાંગણે રીઝ્યા:

" પ્રભો ! ફેંકો સુદર્શન આજ
નપાંડવી પૃથ્વી થાશે રે.
ફેંકો ફેંકોને ચક્ર કૃષ્ણરાજ,
નપાંડવી પૃથ્વી થાશે રે ! "

અને સાક્ષાત્ રુદ્ર શા ગાંગેયે

એવે…… ?

સાખી

સાંગી બોલકા ભીષ્મના ચક્ર ધર્યું ઘનશ્યામ
ભાગ્ય સુદર્શન ફેરવે ભક્ત સારુ ભગવાન !

અને……… ?

પછી છલાંગ દઈ કૂદ્યા રથેથી ગીતેશ
ઝળળક ઝળળક ઓજસ્ ઝબક્યું સુદર્શનનું
ને રણમોરચે થયો ઘોંઘાટ
કે યદુનંદન હણશે પિતામહ.
અને પીળાં પીતામ્બરધારી
નીલમણિ શા ઘનશ્યામ
શું અનાયુધ મટતા'તા ?

ધનુષ્ય છોડ્યું પિતામહે.
" યોગેશ્વર ! આજ છે મુજ પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ.
ભીષ્મનો થયો છે વિજય
સારાયે વિશ્વ પર આજ ! "
અને યદુનંદનકરે
ચક્કર ચક્કર ફર્યું સુદર્શન.

એવે કૂદ્યો પાર્થ
ને ઝાલ્યા કૃષ્ણ-ચરણ.

## ( ૧૩૧ )

## દશમા દિ'નું યુદ્ધ

આભ ફાટ્યું,
આભનાં તૂટ્યાં પડળ
ને થયો અગ્નિઝરતો સૂર્યોદય.

યુગદ્વાપરના આ સંહારયજ્ઞે
પિતામહની દીક્ષાનો હતો દશમો દિ'.

કુરુક્ષેત્રના હોમકુંડે
ગાંગેય હોમતા'તા

અને ધોધવંતી ગાંગેયની શૌર્યસરિતાએ
રણાંગણે બાદલ્યાં પૂર
એને ખાળ્યાં શૌર્યના બંધ બાંધી
ધૃષ્ટદ્યુમ્ને ને સુભદ્રાજનયાએ.

પણ પિતામહ પૂરા કરતા'તા
ભાગ્યચક્રના મહામંત્રે આદેર્યો સંહાર,
અને મચ્યું ઘનઘોર યુદ્ધ
રણાંગણરૂપી ભયંકર સમુદ્રે.
પિતામહે કીધો સંહારદ્વીપ
ને સર્વ લક્ષ્ય થયાં કેન્દ્રિત ત્યાં.
એને ધણધણતો આવ્યો પછી
રણાંગણ ગજાવતો ધનંજયરથ,
ને દુઃશાસને કીધા એને વારવાના પ્રયાસ.
" પાર્થ ! પેખ પણે દુઃશાસન
ચંડાળચોકડીનો પ્રાણ,
શું સ્મરણ હશે એને કૃષ્ણાના ચીરહરણની ? "

એ કૃષ્ણવેણુએ
ધોમઝાળ પ્રકટયો ક્રોધાગ્નિ
ને ધખધખતાં સર્યાં ધનંજયવેણુઃ
" મહારાજ ! યમદંડ શાં ઝીકું છું બાણ
ને કરાવું છું દુષ્ટને આજ

જીવંતા મૃત્યુનાં ભાન !"

એ હતો પાર્થનો ક્રોધીલો શસ્ત્રપ્રયોગ,
કાં ઝીલે ઇન્દ્રરાજ
ને કાં ઝીલે સાક્ષાત્ રુદ્ર;
નહોતા બે પાર્થ પૃથ્વીએ.

અને ઘોર મચાવી ઘમસાણ
પૃથ્વીએ રિઝાવી પાર્થે
લોહીનું ધખધખતું ખાતર દઈને,
ને વદ્યા યોગેશ્વર કૃષ્ણ:
" પાર્થ ! રંગ છે ગાંડીવને !
અંતરીક્ષેથી રીઝે છે નાતિરંતા
કે પાર્થ ઉતારે છે પૃથ્વીનો ભાર
પારમાર્થિક કરીને કાર્ય !"

અને ગાંડીવેથી કે કનાં બાણ
મલકામણ સર્યું ફાલ્ગુનમુખડે:
" મહારાજ ! બહુયે થયું હૃદયમંથન
સમુદ્રમંથન શું ;
ને લાધી મને પરમ લક્ષ્મી
નિશ્ચે નિશ્ચિંતપરાયણતાની !"

ભયંકર હતા આજના સંગ્રામ—

રાહુ ને કેતુ સમા બે ગ્રહ
પાર્થ ધનુર્ધર ને પિતામહ
યુદ્ધાંગણે બજાવત'તા વિનાશના ભેરી ડંકા,
ને બે સૈન્યે મચ્યો'તો કોલાહલ,
રથ ઘૂમતા'તા સારથિવિહોણા
ઝપાટે લેતા પાયદળ,
ને માવતવિહોણા હસ્તીઓએ
કંઈક માનવના ગૂંદ્યા દેહ,
છત્ર ધ્વજ શસ્ત્ર અસ્ત્ર.

એ સૈન્યો ઘૂમતાં'તાં
સમુદ્રજળે જાણે પડયાં વમળ.

એવે હસ્યા કૃષ્ણસારથિઃ
" પાર્થ ! પિતામહના આયુષ્યની છે અવધ
વીર શિખંડી ભૂષણ ત્રાપે છે
ગાંગેયનાં રૂંવે રૂંવે બાણ
વિહ્વળ ભાસે છે શંતનુસુત ! "
" મહારાજ......! "
" પાર્થ ! આરબ્ધ પુકારે છે તુજનાં
નિષ્કામ કર્મયોગના સાદ.
આત્માર્થી પિતામહનું
ભોગાયતન સંહારીને

કરાવ આજ આત્મદર્શન !"

અને થયો ગાંડીવટંકાર
દિગંતોએ દેતો પડઘા,
પણ ન વછોડ્યાં ગાંડીવધન્વાએ બાણ !"

ઘોર એ સમરાંગણ મધ્યે
અનાયુધ બનીને પિતામહ
શિખંડીનાં ઝીલતા'તા બાણ.
ને પ્રતિજ્ઞાને ચઢાવતા'તા ઓપ.

એવે શિખંડીરથ
ગમિવને ચોપાસ વી ધરાના લેતો દોર
આવ્યો પાર્થરથ સમીપે,
ને કૃષ્ણસંજ્ઞાએ પછી
શિખંડીએ તજીને નિજરથ
સોહાવ્યા ધનંજયના સાથ
ઘનઘોર મચ્યું'તું દ્વંદ્વ,
કૌરવપક્ષનો હતો નિર્ધાર
કે શિખંડીના તોડવા પિતામહે મોરચા,
પણ બળિયા ભીમ ને ધૃષ્ટદ્યુમ્ન
શૌર્યના સપાટે ખાળતા'તા,
ને અનાયુધ બની ગાંગેય
ઝીલતા'તા શિખંડીના ઘાવ.

" પાર્થ ! પાડ પિતામહને ! "

પણ કોણ પાડે ?
ધનંજયે અનાયુધ બનીને
પ્રેક્ષક બન્યો'તો ભીષ્મ–શિખંડીયુદ્ધે.
" પાર્થ ! પળ વીત્યે વિમાસણાએ વિમાસીશ ! "
" મહારાજ ! ગાંડીવ લાજે છે
અનાયુધ યુદ્ધે ફેંકતાં બાણ ! "
" પાર્થ ! વીર શિંખડી ભૂષણ
પણ અભેદ્યમાં અભેદ્ય છે ગાંગેયનો દેહદુર્ગ,
પડશે નહિ ગાંડીવઘાવ વિના ! "
બાણના બાઝયા'તા ત્રાપા
દશમા દિ'ના મદાસ્રામે
" પાર્થ ! ખેદ થાય છે ! "
" મહારાજ ! ગાંડીવ લાજે ! "

ધનુર્ધરના એ જ ઉત્તરે
કૃષ્ણે કોપી કર્યો ક્રોધે દષ્ટિપાત.
" પાર્થ ! અમૂલ્ય છે આજની પળ,
જો નહિ પડે પિતામહ તો
પાર્થ ને કૃષ્ણ લાજશે કુરુક્ષેત્રે
પૃથ્વીએ નથી પાકયો બીજો ભીષ્મ
કે પાંડવપક્ષે આવીને
ગાંગેયના કરે સામના ! "

એવે રણ હો–હાર વીંધી
પિતામહનું સુજાયું અટ્ટહાસ્ય.
" કૃષ્ણજી ! બેહદ બિરદાવો છો મને ! "
" પિતામહ ! ત્રિલોક બિરદાવે છે તમને ! "
" કૃષ્ણજી ! ગાંડીવની રાખું છું પત
પ્રહાર કરું છું ધનુષ્ય મહી આભે,
હાસે બિરદાવે સપ્તલોક પાર્થને
કે પિતામહને પાડવા સંગ્રામે ! "

અને નિહાળી ભીષ્મગામ્ભીર્ય
પાર્થે લીધું ગાંડીવ,
ને પછી ગાંડીવના તીરે
ભીષ્મનું ભેદ્યું મર્મસ્થળ,
ને રથેથી ઉથલાવ્યા ગાંગેયને !
એ હતો પિતામહનો નિપાત
ભીષ્મ પડયા...ભીષ્મ પડયા...!
સમરાંગણે પ્રસર્યો હાહાકાર
ને આપમેળે થયા યુદ્ધવિરામ !

યુગદ્વાપરના શૌર્યનો ભાણ
યુદ્ધાંગણે આથમ્યો આજ;
નૈતિક બ્રહ્મચારી ભારતવર્ષનો
શું ચિતાદેવીને વરવા પોઢયો ?

( ૧૩૨ )

## બાણુ-શય્યા

મહાસંહારના દસમા દિ'ના એ અદરે
કાંતિરહિત થયો'તો સૂર્ય,
દિશાઓ પડી ગઇ હતી ઝાંખી
કે ભારતવર્ષનો શૌર્ય-તારો

રજ-આભમાંથી ખર્યાં'તા આજ.

કૌરવ-પાંડવનાં સમુદ્ર શાં પૂર
ભરતી ને ઓટ વિસારીને
અંજલિ દેવા સંસારતરવૈયાને
યુદ્ધવિરામ કરી આવ્યાં'તાં સમીપ.

રુંવે રુંવે વીંધાયા'તા બાણ
ને એની શય્યાએ પોઢ્યા'તા પિતામહ
વીરતાની તરણીને સોડ

શ્રીકૃષ્ણ ને પાંડવ-કૌરવ પિતામહ
વીંટળાઈ ઊભા પ્રણમતા,
એમને આવકાર્યા પિતામહે
" ભાગ્યવંતાઓ ! પ્રસન્નતા પામું છું તમ દર્શને;
પ્રત્યેક છો પરમહ ! "

એ નીરવ શાન્તિ ભર્યા વાતાવરણે
અબોલ હતા સર્વ માનવ
પણ નહોતી અબોલ પ્રકૃતિ,
ને એના એકતારે મલકી
પિતામહમુખે સર્યાં વેણ:
" વીરો ! સારીયે બાણશય્યાએ છું સ્વસ્થ,

પણ અવશ્ય છું ઓશીકા વિના ! "

એ પડયાં વેણ ઝીલી
શિબિરે ધાયા શૂરવીર
ને આણ્યાં મખમલ–ઓશીકાં.
એ નકાર્યાં પિતામહે
સૂચક દૃષ્ટિપાતે મલકી અર્જુને:
" ધનંજય ! સ્વસ્થતા નથી શિરે ! "

અને પાર્થ ધનુર્ધરે
અશ્રુભર્યાં નેત્રે કર્યાં પ્રણામ
ને ગાંડીવે ધરી ત્રણ બાણ
પિતામહનું વીંધ્યું આરપાર લલાટ.
જાણે હર્ષ સર્યો પિતામહેથી :
" પાર્થ ! વીર છો;
વીરશય્યાને શોભે એવાં દીધાં ઓશીકાં.
આશિષ છે મુજની, બેટા !
અણનમ રહીશ રણસંગ્રામે ! "

અને પ્રણામ્યો પાર્થ પિતામહચરણે,
ન લાધ્યા કોઇને તેજોદ્વેષ,
સમભાવ પ્રસર્યાં'તા બે પક્ષે,
એવે પિતામહે દીધી દુર્યોધનને શીખ:
' બેટા યુવરાજ ! મુજની આહુતિએ

સમાપ્ત કર પિતરાઈનાં વેર,
યુધિષ્ઠિર નહિ કરે મુજ વેણ અવગણના,
ને પ્રીતે વરી આનંદો.
અજિત છે પાર્થ;
મુજ પક્ષે રહી જીતશે બૃહદ ભારત!"

પણ પિતામહવેણમાં
ન બન્યાં ઉખેડવા સમર્થ
ઊંડાં રોપ્યાં વેરનાં મૂળને.
હસ્યા પિતામહ
ભાવિનું જાણે કરતા અટ્ટહાસ્ય
"કૃષ્ણજી! કોણ જીત્યું—ભક્ત કે ભગવાન?"
"પિતામહ! ભગવાનને સદાય જીત્યા છે ભક્તે!"

અને પ્રસર્યાં યોગેશ્વરેશ્વર કૃષ્ણ મુખડે
ઓજસ દિવ્ય હાસ્યનાં.
એનાં કીધાં ભીષ્મે પાન,
પણ તોય દાખવી તૃષા
અર્જુનના વધારવા માન.
"પાર્થ! તૃષાતુર છું!"

એ ઝીલ્યા કુરુયુવરાજે
સુવર્ણપાત્રમાં આપવા નીર

" પિતામહ ! આરોગો ! "

  અટ્ટઅટ્ટહાસ્ય કીધું કુરવૃદ્ધે:
" દુર્યોધન ! સુવર્ણ નથી શાશ્વત
કે પીઉં એને પ્યાલે નીર ! "

  અને પિતામહે સંબોધ્યો ધનુર્ધરઃ
" પાર્થ ! તૃષાતુર છું ! "

  સારુંયે મંડળ નિહાળી રહ્યું
કે ક્યાં પાણી પાર્થ પાશે ?

  અને પાર્થમુખેથી સર્યા વેણ:
" પિતામહ ! પુણ્યવંતા છો ગંગાસુત,
કહો તો આકાશગંગા ઉતારું
કે ઉછાળું પાતાળગંગા ! "
" પાર્થ ! આકાશગંગાને મંદાકિનીને અરિથીયે પર
પામીશ ઊડીને હુ પરબ્રહ્મસ્વરૂપ,
તો ભલે પૃથ્વીમાતાને પટેથી
આજ કરું પાતાળગંગાનાં પાન ! "

  અને ગાંડીવે કર્યો ધનંજયે ટંકાર,
ધરણી ધ્રૂજી,
પછી વિંધાઈ! ધરણી ગાંડીવબાણે

ને ધાર ઊઠી પાતાળગંગાની,
એનાં કર્યાં પિતામહે પાન.
પછી સર્યાં મુખેથી વેણ:
" यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥
અવશ્ય માનજો, ઓ માનનાર !
વિજય, વિભૂતિ ને સ્થિર નીતિ
નિ:સંશય છે, છે ને છે
કુરુક્ષેત્રના યુદ્ધને.
અવશ્ય નિહાળીશ હું એનાં પ્રમાણ.
સ્તંભન કરીશ મૃત્યુનાં
ઉત્તરાયનના સૂર્ય લગી.
મૃત્યુ જીવન છે મુજને હાથ
પ્રમાણ પૂરો છો ને યોગેશ્વર ? "

અને હસ્યા કૃષ્ણ:
" 'પિતામહ ! પુણ્યશાળી છો જગતજીતંતા ! "

સંધ્યાના પ્રસર્યા રંગ,
પ્રદક્ષિણા કરી પિતામહની
ને પ્રતિસ્પર્ધી પડ્યા પંથે
કે શિબિરે શયન કરી રાત્રિના
અગિયારમા દિનના ખેલે સંગ્રામ.

(૧૩૩)

## શિબિરે પાર્થ–વિષાદ
## ને
## કૃષ્ણોપદેશ

રાત્રિના પ્રસર્યાંતા ઓળા,
શાંત હતુ રણક્ષેત્ર
વિના કે
ઘવાયા માનવ, અશ્વ ને હસ્તીની ચિચિયારીના સાદ
સુણાતા'તા કો'ક કો'ક ક્ષણે
ભેદીને લાંબાં અંતર.

અસ્તવ્યસ્ત હતો અર્જુન,
પિતામહના નિધાન વ્યગ્ર કરતા'તા ધનંજયને

શિબિરે હતા કૃષ્ણ-અર્જુન
ને વાતા'તા આછા સમીર.
" મહારાજ ! પિતામહના ઘાતે આજ
અંતઃકરણે લાગી છે લ્હાય ! "
" પાર્થ ! ન પેખ સંકુચિત મનોદશાએ
સંસારે ભોગાયતનના ઘાત છે.
દેહ નાશવંત છે.
પિતામહ તર્યા છે નિષ્કામ કર્મે
જીવનનો જન્મફેરો.
*न तस्य प्राणा उत्क्रामन्ति*
*अत्रैव समवलीयन्ते ।*
પ્રારબ્ધનો કીધો છે વિનાશ ભીષ્મે
સુખ-દુઃખે સમત્વ ધરી
ને પૂર્વજન્માદિના કર્મના ઢગ
ફળ ભોગવ્યા વિણ હતા,
એ સંચિત કર્મના
જ્ઞાને કીધા છે ગાંગેયે નાશ.

અને વીતી અબોલ પળ
શું પાર્થના મનોવિચારે

## ( ૧૩૪ )

## મહાભારત–સંગ્રામનો અગિયારમો દિ';
## અને
## દ્રોણનું સેનાધિપતિત્વ

અગિયારમા દિ'ના પ્રભાતે
સમુદ્રે ભરતી શાં બે સૈન્ય

ઊભાં'તાં યુદ્ધ-મુહૂર્તની રાહ નીરખતા.

પિતામહ પડ્યા ને
સેનાધિપતિત્વ શોભાવ્યાં ગુરુ દ્રોણે

એ હતા પાંડવ-કૌરવના શૌર્ય નિપજાવણહાર
પરશુરામે કહેતા
કે મેં કરી એકવીસવાર નક્ષત્રી
પણ દ્રોણ કરે બેંતાળીસવાર
ગુરુદેવની વિદ્યાના
ત્રિલોકે સુણાતાં પ્રશંસાનાં ગાન.

આજ કુરુક્ષેત્રે પડી'તી હાક
કે કમંડળચિહ્નધ્વજ રથ ગુરુનો
ઝળપડી લેરી ઘુમજિયા.
શ્વેત વસ્ત્ર ને સુવર્ણ કવચ પરિધાની
એ સૈન્યે કરતા'તા ગુરુદેવ દૃષ્ટિપાત.

એવે કુરુયુવરાજે પ્રણામી
પ્રાર્થ્યા ગુરુ દ્રોણને:
" ગુરુદેવ ! અપાર બળિયા છો આપ,
આભને પાતાળે પાડો,
તો શી વિસાત છે પાંડવોની ? "

એ વેણ અવરોધી મલક્યા ગુરુ દ્રોણઃ
" દુર્યોધન ! પાર્થના પરાક્રમની
પૃથ્વીએ જોડ નથી.
ઇન્દ્ર આવે સુર–અસુરો સંગે,
અજેય છે તોય પાર્થ ! "

એ સુણી કીધો દુર્યોધને દષ્ટિપાત
સારાંયે બે સૈન્યે.
' ગુરુદેવ ! આવ્યો છું એક યાચનાએ
કે પરહેજ કરો યુધિષ્ઠિરને,
આપમેળે અટકશે સંહાર.
પછી ખેલાવીશ દ્યૂત
ને પરાજય દઇ સેવાવીશ ફરી
બાર વર્ષના અરણ્યે વાસ ! "

હસ્યા દ્રોણ.
" દુર્યોધન ! ભાસે છે તુજ ઇચ્છા
તો પકડીશ યુધિષ્ઠિરને.
પણ બે પ્રશ્નનાં કરુ છું સ્ફોટન—
પીઠ જો દાખવશે યુધિષ્ઠિર
કે હશે જો પાર્થના સાથ
તો સુરક્ષિત છે ધર્મરાજ ! "

o o o

અને પાંડવોએ જાણી દ્રોણપ્રતિજ્ઞા,
દયામણું મુખારવિંદ
પછી પાંડવપક્ષને મોરચે
ઘેરી ઊભા પાર્થનો રથ
મહાભારતના સારથિની લેવા દોરવણી.
આવ્યા યુધિષ્ઠિર ભીમ ધૃષ્ટદ્યુમ્ન
ને આવકાર્યા કૃષ્ણેઃ
" યુધિષ્ઠિરરાજ ! યુદ્ધારંભના મુહૂર્તના
સુઝાય છે બે પક્ષે પડ્યા.
શા વિચારણાએ ઘેરાયા છો ?"
" કૃષ્ણરાજ ! ગુરુદેવે કીધી છે પ્રતિજ્ઞા
મુજને પરાજિત કરવાની,
પણ ગમ્યું છે વ્યવધાન પાર્થનું !"

અને ગાંડીવધારી ધનંજયને
ગીતેશે કહ્યા યુધિષ્ઠિર સમર્થન વેણ:
" પાર્થ ! શા છે તુજ મન્તવ્ય ?"
"મહારાજ ! યુધિષ્ઠિરરાજના કરીશ અવશ્ય સંરક્ષણ,
પણ વિદ્યાદ્રોહી બનીને
નહિ કરું ગુરુદેવનો વધ !"

અને દ્રોણપ્રતિજ્ઞાને
શું ધનંજયના હતા સામના ?

( ૧૩૫ )

## અગિયારમો દિવસ

યુદ્ધવાદ્યોએ આણ્યું કમોત
ને ગર્જાટ સિંહનાદ ને રણશંખને પાણે

દિગન્તોએ પડ્યા પડછંદા.
પછી થાય જેમ સરિતાના સંગમ
એમ ભેટ્યાં પાંડવ-કૌરવ સૈન્ય
ને ગુરુદેવે મચાવ્યો હાહાકાર
પછી અમોઘ કરીને બાણની વર્ષા
દિશાઓને રૂંધી
આકાશે પાથરી બાણજાળ.
ધૃષ્ટદ્યુમ્નના પાંડવ-ગોખરે
ભયંકર માંડ્યાં ગુરુદેવે મર્દન.
એમને સાથ દેતા કર્ણ બાણાવળીના
યુદ્ધે ચડ્યો'તો કર્ણ આજ
પિતામહના પોઢ્યા પછી,
ને મંડાયું ઘોર યુદ્ધ
ધૃષ્ટદ્યુમ્ન સાત્યકી ને ધૃષ્ટકેતુ
દ્રુપદ ને વિરાટ રાજ સંગે,
ગુરુદેવ, કૃપાચાર્ય ભગદત્ત ને કર્ણ
આજ ખેલતા'તા અનેરા સંગ્રામ

એવે ઝળકી પાર્થની પુનર્જ્યોત,
ગુરુદેવ આનંદ્યા
અભિમન્યુનાં નિહાળી પરાક્રમ
બળુકો ઘુમતો'તો બે મોરચાને,

નિમિષે નસાડયો જયદ્રથને :ણેથી
ને શલ્ય સંગે સાધ્યા સંગ્રામ.
એવે મહાવેગે આવી
બંધુપુત્રને રોકયો ભીમકર્માએ:
" બેટા ! ભલે ઝીલે લગીર આજ
શલ્યરાજ મુજ ગદાના ઘાવ ! "

અને કાળાગ્નિ સમા ભીમકર્માએ
ગદા વીંઝી
જાણે વીંઝાયો યમદંડ,
કાળ તિખારા મહીથી ઝરતા'તા.
એવે ગુરુ દ્રોણે
સરિતા જેમ બદલે પ્રવાહ
એમ વેર્યા યુધિષ્ઠિર રથ દીમણા.
એ નિહાળ્યું દૂરેથી
મહાભારતના સારથિએ.
" પાર્થ ! આચાર્ય દ્રોણ મૂઝવશે
યુધિષ્ઠિરજીને નિઃસંશય.
જો પણે ફરકાવે છે
કમંડલચિહ્ન રથધ્વજ ! "

અને ગાંડીવધન્વાએ કીધો ટંકાર.

" મહારાજ ! ઘુમાવો રથ,
શિષ્ય રેડશે આજ કર્મડળે
શાર્યવિદ્યાનાં નિર્મળાં નીર ! "

અને ધરતી ધણધણી,
એ હતો વાનરધ્વજ રથ.
મલકયા ગુરુદેવ નિહાળી આન દે :
" પાર્થ ! સમોવડિયાના હોય સંગ્રામ ! "

અને ગાંડીવેથી વછૂટયું બાણ
આચાર્યના પાદે પ્રણામ્યું.
" ગુરદેવ ! સમોવડિયો નથી કો' આપનો ! "
" પાર્થ ! સમોવડિયાથીયે છો સરસો ! "
પછી પાર્થમસ્તકે આશિષનાં
ઊડી ગયાં ગુરુદેવનાં બાણ.

એવે......
ગુરુ દ્રોણની બાણ જાળમાં
ગૂંચવાયો'તો યુધિષ્ઠિરરથ,
સારથિ ને રથી બેય

ડગમગ ડોલતા'તા
અસ્થિર મનોદેહે.

એવે પાર્થે કર્યો ગાંડીવટંકાર
બાણજાળ ગુરુની તોડી
મુક્ત થયો યુધિષ્ઠિરરથ
ને મલકયા કૃષ્ણ મલકામણે.
" પાર્થ ! ભલે ઝીલે ગુરુદેવ હવે
શિષ્યના બાણ ઘાવ ! "
" આજ્ઞા, મહારાજ ! "

અને ગાંડીવેથી છૂટી બાણવર્ષા,
પણ હતી એ ફૂલડાંની વર્ષા
વીંધતી સુવર્ણબખ્તરને
પણ ન વીંધતી ગુરુદેહને.
" પાર્થ ! ગુરુદેહના વીંધવા દુર્ગ
શું દુષ્કર છે ગાંડીવને ? "
" મહારાજ ગાંડીવ વીંધે પહાડને
પણ ન વીંધે ગાંડીવધન્વા
વિદ્યાના દગ દેનારને ! "

પણ પાર્થ વીંધતો'તો

કાળ બની કૌરવ-સેનાને.
અસહ્ય હતી ગાંડીવવર્ષા
જાણે કાળની છવાઈ'તી આંધી.
પીછેહઠ કરતું'તું કૌરવસૈન્ય.
દ્રોણાચાર્ય દિઙ્મૂઢ હતા રથે
ને ફૂલડાં શાં બાણ વેરી
શું પુષ્પવર્ષાએ મૂઝતો હતો પાર્થ ?

° ° °

અને......?
સંધ્યાના યુદ્ધવિરામે
બે સૈન્યે લીધી શિબિરની વાટ.

અને કૌરવ-છાવણીએ
ઓસરી ગયો હતો યુવરાજ દુર્યોધનનો ઉત્સાહ;
અસમર્થ નીવડ્યા'તા ગુરુ દ્રોણ
યુધિષ્ઠિરરાજને કરવા પરાસ્ત.
યુદ્ધાગ્રવીરોનું મંડળ
મધ્યરથ ડેરાએ મળ્યું'તું
કે કેવી પાડવી યુદ્ધની ફાળ.
ઝટકાનો વાતો'તો પવન
મહીં મિશ્રિત હતી દુર્ગંધ
સડેલા માંસ ને રુધિર-ચર્મની

ગીધડાંઓ ને સમળીઓ
ચાંચે ગ્રહીને માંસના લોચા
ઊડતાં'તાં સ્મશાનપથે
રુધિર ટપકાવતાં કૌરવ–છાવણીએ.

ઘોર હતી અંધારી રાત
સંહારના કાળ–પડદાએ ઢળી
યુવરાજ દુર્યોધનને મનડે
" કર્ણ ! દશ દિ'એ પિતામહ પોઢ્યા
ને અગિયારમે દિને રહી અધૂરી આશ ! "

અને ઉચ્છ્વાસે મૂક્યો નિશ્વાસ,
એવે સુણાયા પગરવ
ચાખડીએ ચડી પધારતા ગુરુ દ્રોણના.
રણસંગ્રામે ભાસતા કાળ સમા
અત્યારે કો' ઋષિસમા હતા.
ઝૂલતી જટા ને વિદ્યાના પૂરભરપૂરે
શોભતુ"તુ ઉમભાગી લલાટ.
આછુ ઉત્તરીય ઓઢ્યુ"તુ દેહે.

ચાંખડીએ ચડી ગુરુ પધાર્યાં

ને પ્રણામ્યા સર્વ.
પણ ન સર્યાં શું અભિનિવેશુલાં!
" દુર્યોધન! શી મંત્રણાએ
સારુંયે પધાર્યું છે યુદ્ધામમંડળ?"
ગુરુદેવ! ન ઝપટાયા યુધિષ્ઠિરરાજ!"
" દુર્યોધન! ભુજનાં હતાં પાર્થે વ્યવધાન!"
અને સર્વ અંતઃકરણ સુણનારાએ
આચાર્યમંતવ્યે દેતા'તા સાથ
કે પાર્થ–ધનુર્ધરના શૌર્ય?

અને દુઃશાસને ચીંધ્યા મારગડા
મંત્રણા કરી ત્રિગર્તરાજ સંગે,
કે ત્રિગર્તરાજ પાઠવે ધનંજયને નિમંત્રણ
ખેલવાને મહાસંગ્રામ.

અને રાત્રિના પહેલા પ્રહરે
પાંડવ–છાવણીએ પ્રવેશ્યો કૌરવ–દૂત.

o o o

અને અહીં?
અગિયારમા દિ' લગીની વિચારઘટિકાના
ટકોરા સુણતા'તા પાંડવયોદ્ધા.

એને દીધા પ્રતિહારીએ સમાચાર
ને પ્રવેશ્યો પ્રણામી કૌરવપાઠવ્યો દૂત.
" મહારાજ ! ત્રિગર્તરાજ સુશર્મા યાચે છે
ગાંડીવધન્વા સાથે યુદ્ધ કાલ ! "

એ આવાહને
પ્રસરી નીરવ શાંતિ,
પણ પાર્થે સ્વીકાર્યાં યુદ્ધના કહેણ.
" દૂત ! કહેજે સુશર્માને
ને સારાયે ત્રિગર્ત યોદ્ધાને
કે આપણ લઇ યુદ્ધે આવે
નિશ્ચય સેવી મરણની આશ. "

દૂત વિરમ્યો
ને પ્રસરી યુધિષ્ઠિરમનડે વિમાસણા
કે કેવી પડશે રણક્ષેત્રે કાલ ?

અને પાઠવ્યા ગીતેશને તંબૂએ
પ્રતિહારી સંગે પધારવાના સંદેશ.

અને...... !

યુધિષ્ઠિરમનડે પડતી'તી
જાય ને કંપારીની થાપી.
" મહારાજ ! પાર્થે સ્વીકાર્યાં છે
ત્રિગર્તિયાનાં યુદ્ધઆમંત્રણ
કોણ બીડશે ગુરુદેવ સંગે ગાથ ? "

અને વદ્યો ધનંજય
ઉદ્દેશી ગીતેશને
" મહારાજ ! પ્રતિજ્ઞા છે મુજની કે
ન ઠેલવા યુદ્ધઆમંત્રણ,
જો ઠેલું તો ગાંડીવ લાજે
ને લાજે માતા કુંતાની કૂખ ! "

અને હાસ્ય-શોકના સંમિશ્રણે
વેણ વદ્યા ગીતેશ
" પાર્થ ! પ્રતિજ્ઞા છે શ્રેષ્ઠ સંસારે
મનોબળના દે છે પ્રમાણ
અંતઃકરણની શુદ્ધિના મારગડે
કે દેહદમનની ને મનોદમનની
ઊર્ધ્વગતિના સાધે રાહ. "

પણ એ કૃષ્ણ-તત્ત્વજ્ઞાન

સંસારે ડગમગાવ્યું'તું ધર્મરાજને.
" મહારાજ ! અસમર્થ છું હું
ગુરુદેવના નિશ્ચય આગળ,
અવશ્ય પકડાઇશ પાર્થરક્ષણ વિના ! "

એ વેળાએ
પાર્થે કીધો દષ્ટિપાત
ને નેત્ર પીધાં સત્યજિતશૌર્ય.
" યુધિષ્ઠિર ભ્રાત ! સત્યજિત કરશે સંરક્ષણ ! "
શું સત્યજિત શૌર્યે પાર્થસમાન હતો ?
ને અસ્થિર સ્થિર દ્રૌપદી ડોલી ડગમગ.
એવે સર્યાં કૃષ્ણમુખેથી વેણ:
" યુધિષ્ઠિરરાજ ! જો ભીડ પડે સંગ્રામે તો
અવશ્ય વળજો શિબિરે
નાનપ ન માનશો લેશ
કૂટનીતિનો છે એ સત્ય પ્રકાર ! "

ગુરુદેવ બાગતા'તા રુધિર-ફુવારા
કે સંહાર-પાંગતે બેઠી જોગણીઓ
ખપ્પર ભરી ભરી કરે રુધિરનાં પાન.

એ હતો ઘોર સંગ્રામ.
ફરતાં'તા કૌરવ-પાંડવ ગોગઢા
કુરુક્ષેત્રની સંહાર શેતરંજ બાજીએ.
પાર્થ સંચર્યો'તો ઉત્તર મોરચે
ત્રિગર્ત સંગે ખેલવા યુદ્ધ.

એવે વર્ષાવ્યા ગુરુ દ્રોણે
જ્વાલામુખીની દાહક જ્યોત શા બાણ
રણહાક ને નીરહાક કરી
શોણિતની વહાવી નદી
ધ્રુજતું'તુ પાંડવસૈન્ય
કે દાવાનળ લાગ્યો સંહારનો
આચાર્યને કરવું'તું આજ લૂણ હલાલ
યુધિષ્ઠિરને જકડીને કેદ,
પણ સત્યજિત રાજા હતા યુધિષ્ઠિરઓથાં,
વૃદ્ધિ પામતું જતું હતું સત્યજિતનું બળ
તુમુલ ઘોષણાએ વીર
ધરતીએ ઢાળતો તો રિપુને.

ઍવે આચાર્યે ભભૂક્યો ક્રોધાગ્નિ,
પછી ભયંકર શસ્ત્ર છોડી એમણે
ઘોર મચાવ્યું ઘમસાણ,
હાકાબાકા કીધો સત્યજિતને.
પછી છોડ્યું અર્ધચંદ્રાકૃતિ બાણ
ને રણના યજ્ઞે હોમ્યું
વીર સત્યજિત મસ્તકશ્રીફળ.
કૌરવસૈન્યે બજ્યા રણભેરીનાદ
કે પાંચાલનો મહારથી પોઢ્યો,
ને અટ્ટઅટ્ટહાસ્ય કીધું ગુરુએ.
" સારથિ ! રથ લે યુધિષ્ઠિર સમીપ,
આજ કરુ યુદ્ધસમાપ્તિ
પરાસ્ત કરી પાંડવશ્રેષ્ઠને ! "

અને કમકંપાધ્વજ ફરકતો રથ
ધણધણ ધ્રુજાવતો ધરણી
જાણે કાળનો વંટોળ આવ્યો,
એમ અરતપરત કર્યા ધર્મરાજને.
પછી ગુરુદેવની બાણવર્ષાથી
આભે જાણે છવાઇ આંધી—
' ઝાલશે કે ઝીંકશે......! '
વ્યગ્ર થયા યુધિષ્ઠિરરાજ

ને રમતાં એમણે યોગેશ્વર કૃષ્ણ વેણ
કે ' કૂટનીતિ છે સંસારની કલા ! '
યુધિષ્ઠિરે રથ તજ્યો સત્વર
ને પલાણ્યા વેગવંતા અશ્વે
પલાયન કરતા શિબિરે તત્કાળ.

એ ટાણે
દુઃશાસને દીધી આચાર્યને હાકલઃ
" ગુરુદેવ ! ભાગે ભાગ્યો યુધિષ્ઠિર ! "
" દુઃશાસન ! ગુરુ ન કરે ઘાત
ભાગતા શિષ્યની પૂંઠે ! "

પછી ગુરુદેવે માંડ્યો સંહારઃ
ઇન્દ્ર જેમ દૈત્યોને હણે
એમ ઘૂમતા'તા દ્રોણ
પીછેહઠ કરાવતા પાંડવસૈન્યને.
આજ તૂટી'તી ત્રીજી હરોળ
ને ભીમકર્મા ને ધૃષ્ટદ્યુમ્ન
આભ ફાટે જેમ થીગડાં મારે
એમ વ્યર્થ કરતા'તા તનતોડ પ્રયાસ.
એવે ત્રિગર્તોને રણે રેળી
સુધન્વાનો કીધો ધનંજયે વધ

મહાદમન એમણે માંડ્યાં,
રથદળ ને હયદળ-પાયદળની
યમપુરીએ બાંધી નિસરણી
એ નિહાળીને
કાળમેઘ જેમ કરે વર્ષા
એમ તૂટી પડ્યો પાર્થ
હસ્તી–સેનાનાં કાઢતો નિકંદન.

એવે પ્રાગ્જ્યોતિષરાજ ભગદત્તે
બેહદની હદ કરવા આજ ને
પાર્થને યમલોકે પાઠવવા
વૈષ્ણવાસ્ત્રનો કીધો ઘાત.

એ ઝીલ્યું રથે ઊભા થઈને કુસુમવત્
વક્ષઃસ્થળે યોગેશ્વર કૃષ્ણે.
रूपलावण्य-बल-वस्रसंहननसत्त्वान्निकायसम्पन्न
" પાર્થ ! જીવલેણ હતું આ શસ્ત્ર ! "
" મહારાજ ! મહાયોગમયોગેન્દ્ર છો. "

અને ધોમઝાળ અગ્નિ પ્રકટ્યો,
ધગેલ ત્રાંબા શાં થયાં ધનંજયનેત્ર
ભગદત્તના વૈષ્ણવાસ્ત્રપ્રયોગ અંગે
ને પાર્થે કર્યો ત્રાંડીવટંકાર.

" મહારાજ ! વૃદ્ધ ભગદત્તરાજ
વિવેક ભૂલ્યો છે અસ્ત્ર-શસ્ત્રપ્રયોગનો ! "
" પાર્થ ! ભલે ચાખે ભગદત્ત
ગાંડીવનાં યમદંડ શાં બાણ ! "
" મહારાજ ! ભદ્રકાળીને દઉં છું
આજ ભગદત્તનાં બલિદાન ! "

અને ગાંડીવેથી વછૂટયું તીક્ષ્ણ તીર
ધરતીએ જડતું હરતી ને માવતને
જાણે ડુંગર ડોલ્યો.
હચમચ્યા હોદ્દાએ ભગદત્તરાજ.
" પાર્થ ! વૃદ્ધ દુર્જેય યોદ્ધાએ
લલાટે બાંધી છે લાંબી પાંપણ
ને શી વર્ષાવે છે બાણઝડી ! "
" મહારાજ ! પાંપણ હણું છું પૃથ્વીએ
કે પૃથ્વીપટે વાંચે ભગદત્ત
પુનર્જન્મનાં એકત્ર થયાં ક્રિયમાણ.

અને ગાંડીવબાણે
લલાટ વીંધી તોડયાં પાંપણબંધન
ને નેત્રે થયું દૃષ્ટિરૂંધન,
બેબાકળો બન્યો ભગદત્તરાજ
ધનુષ્ય પડયું શિથિલ થયા કરેથી.

એવે સણસણાટ કરતું આવ્યું
હૃદય વીંધતું ગાંડીવબાણ,
ને ડુંગરેથી ઢળે શિખર
એમ હસ્તી-અંબાડીએથી
મૃત ભગદત્તનો પડ્યો દેહ
ને મચ્યો કૌરવપક્ષે હાહાકાર.
એવે આવ્યો શકુનિ ઝપટે
ને હસ્યા ગીતેશ.
" પાર્થ ! ચોપાટનો કુશળ બાજીગર શકુનિ
ભલે ચાખે ગાંડીવઘાવ ! "
અને સટ્ટાકે ત્રોડ્યું ધનંજયે બાણ
એવે પૂઠ દાખવી શકુનિએ દીધી દોટ,
ને હસ્યા ગીતેશ.
" પાર્થ ! રણની ચોપાટબાજીએ
નથી વિસાત શકુનિની,
અહીં તો છે પાર્થના પોબાર ! "

અને એ દિએ
કૌરવસેનાની દક્ષિણ પાંખે
ધનંજયે મચાવ્યો'તો હાહાકાર,
રુધિરઓઘથી વ્યાપ્ત કરી રિપુને,
સંધ્યાના રંગના ઓળા
પાર્થે ઉતાર્યા કુરુક્ષેત્ર.

( ૧૩૭ )

## દ્રોણાચાર્યને અભિમન્યુનું આંતર દર્શન

ગુરુ દ્રોણે રચ્યો'તો ચક્રવ્યૂહ આજ
પાંડવપક્ષે પ્રસર્યું હિમમોજું,

બે સૈન્ય ઊભાં'તાં કુરુક્ષેત્રે
ન વિચારેલું એ હતું પાંડવ અધીર રહે
પ્રાત કાળે પાર્થ સંચર્યો'તા
અંતર કાપનો ઉત્તર યુદ્ધમોરચે
ત્રિગર્તો સંગે ખેલવા સંગ્રામ
કોણ ભેદે ચક્રવ્યૂહ ?

બે સૈન્યને પીતા નેત્રદ્વયે
ગુરુદેવ ઊભા'તા રથ-થાંભ લીએ અડી
ને ફરક ફરક ફરકતો'તો
કમંડળચિહ્ન ધ્વજ રથદાંડીએ
યુદ્ધારંભને હતી હજી વાર,
એવે ગુરુદૃષ્ટિના લાગ્યા દોર
પાંડવઅશ્વસૈનાની મધ્યાએ
ને મનોગત વધ્યા મરકતા વેણ
" શું ઉકેલાતા હશે ચક્રવ્યૂહના ભેદ ? "
પાર્થ ન દીઠા ગુરુદેવે
ને ન દીઠી પાર્થની પુત્રજ્યોત.
" અભિમન્યુ .... ... ? "

અને મનોગત વધ્યા ગુરુ દ્રોણ :
" શું પિતા પુત્ર સંગાથીલા સંચર્યા હશે
ત્રિગર્તોનો કરવા સંહાર ? "

યુદ્ધારંભને હતી વાર
ને નેત્ર મીંચ્યાં ગુરુદેવે
સમાધિએ પેખવા અભિમન્યુની ભાળ
ઉત્તર મોરચે સંચરતો'તો પાર્થરથ
યોગેશ્વર કૃષ્ણ ને ધનંજય હતા.

એવે દશ્ય-પલટો થયો સમાધિએ
ને દશ્યમાન થઇ પાંડવશિબિર.
રથ ઊભો'તો
ને થનગનતા'તા ઘોડલા હાવળો દેતા.
સુભદ્રા અવરોધતી'તી અભિમન્યુને
માનશુકન થયા'તા માતાને
ફરકયું'તું જમણું અંગ.
' શું ચઢાવાનો યજ્ઞ લેશે વીર બાળનો બલિ ? '

મનોહિલ્લાએ ડગમગ્યા ગુરુદેવ
ને સુણ્યો એમને પછી
અંતરિક્ષની દેવીઓનો સાદ.
દેવીઓ ગાતી'તી કરુણ સ્વરે
વીર અભિમન્યુનો રાસઃ

° ° °

" કુરુક્ષેત્રે રણભેરી બજે
કે વીર અભિમન્યુ યુદ્ધે ચડે.

પાર્થનો એ પરાક્રમી સપૂત
કે ન રોકયો રણે રહે !"

હર્ષે આનંદા સુણી ગુરુદેવ
અને વધ્યું ગીતઃ

" માતા સુભદ્રાએ વાળ્યો બાળ
કે ન અટકયો રથે ઘૂમે !"

એ દૃશ્ય નિહાળ્યું ગુરુદેવે સમાધિએ
બહુયે રોકયો'તો માતાએ
પણ હઠીલો અભિમન્યુ
આરૂઢયો ધનુષ્ય ગ્રહી રથે
ને સમાધિએ કંપ્યું ગુરુહૈયું
માતાએ લીધા પુત્રનાં ઓવારણાં
હૈયું ભરાયું હતું ગદ્ગદ,
પણ વીર ક્ષત્રિયાણીએ
ન ટપકાવ્યું એકેય અશ્રુબિંદુ
હૈયું કઠણ કરીને
કે માનશુકન થાય પુત્રને.
અને રથનાં ફર્યાં ચક્ર
શું આખરી હતાં આ માતા–પુત્રનાં મિલન ?

સમાધિએ દૃશ્યમાન થતા દૃશ્યને

આળવા મથ્યા ગુરુ દ્રોણાચાર્ય,
પણ એવે દીઠ્યું દૃશ્ય:
માધ્રાઢાળ્યો રથ એક
આવી ઊભો શિબિરે.
'કોણ હશે ?'
એ ગુરુસમસ્યાના ઉત્તર
સ્વર રેલી અંતરિક્ષની દેવીઓએ દીધા:

" ચિત્રરિયેથી ઉત્તરા પાછી ફરે
કે નણદલનો વીરો ન દીઠો મળે.
આ જાય, આ જાય, સુભદ્રા રટે
કે ઉત્તરાકુમારી રથે પળે !"

અને સર્વાં સમાધિસ્થ ગુરુ વેણ
હર્ષે ભર્યાં ભર્યાં છલકયાં:
" બેટા અભિમન્યુ ! તું વીર છો
ને ઉત્તરા છે વીરાંગના !"

અને દીઠ્યું દૃશ્ય
માતા સુભદ્રાનાં સુણી વેણ
અશ્રુધાર ટપકાવી પ્રણામી ઉત્તરા
ફરી આરૂઢી રથે
અભિમન્યુના રથને આંબવા,
અને બે રથ થયા પડખોપડખ.

" નાથ ! નાથ ! હું દાસી ! "
" ઉત્તરા...! "
" નાથ ! ન પધારો યુદ્ધે આજ ! "

અને ગુરુદેવે સમાધિએ
અટ્ટહાસ્ય કરતો દીઠો અભિમન્યુ:
" ઉત્તરા ! કુળનાં લાજે ચારે પખા
અવશ્ય સંચરીશ હું રણાંગણે ! "
" નાથ......! "
" ઉત્તરા ! મ આણીશ મોઘું ઓસાણ
પહાડ ફરે તો ફરે મુજ નિશ્ચય ! "

ઉત્તરાએ પિછાણ્યો હતો
રણજ કાને માથરામાથાયે હકીલો.
અને સમાધિસ્થ ગુરુનાં
દશ્ય નીરખી ઠર્યાં નેત્ર.
એવે સુણાયું ફરી
અંતરિક્ષની દેવીઓનું ગાન
" બાણુનો ઉત્તરાને પૂરો છે યોગ
કે પાર્થે શીખવેલ એનો ઉપયોગ ! "
ગીત–કડી અટકી
ને યાચતી સુણાય ઉત્તરા
" નાથ ! સંઆથીલાં કરશું સહાર રિપુના.

મનેયે સાધ્ય છે ધનુર્વિદ્યા
સસરાજીએ દીધી વિરાટનગરે;
પાર્થની શિષ્યા છું હું, નાથ ! '

એ વેણુઓ સુણી
સમાધિસ્થ ગુરુનયણે સરી અશ્રુધાર.
" ઓ દુર્યોધન ! દુર્મતિ દુર્યોધન !
પરબ્રહ્મનેયે હરાવે પાર્થ
જો યુદ્ધે ભેટે પાર્થને;
ને પાર્થની પુનર્જ્યોત અભિમન્યુ
બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્રનેયે દે પરાજય
ને કુરુક્ષેત્રના યુદ્ધે
બસ છે એકલી પાર્થની શિષ્યા ઉત્તરા ! "

અને સુણાયું ગુરુદેવને
અંતરિક્ષની દેવીઓનું ગાન:
" પાંડવના કુળ કેરી એવી છે રીત
કે નારીબળને નર અવગણે ખચીત !
પરાભવે ઉત્તરા પાછી ફરે
કે નાથ! નાથ! કહેતી એ અબળા વિસ્મિત!"
અને હૃદયે ડગમગ ડોલ્યા દ્રોણ
" હાય ! શું આજ મેં લીધું સેનાધિપતિત્વ ?
વિખેરું છું ચક્રવ્યૂહ ! '

પણ નિશ્ચય સમાધિના
વ્યુત્થાનદશાએ અમલ કરે જ્યાં
એવે સુણાયું ફરી
અંતરિક્ષની દેવીઓનું ગાનઃ
" પછી અભિમન્યુ વીર ચક્રાવે ચડે
કે શૌર્યે લડીને યશકલગી ધરે;
પાંડવકુળના રણઘેલા લડે
કે મહાભારતનું મહાકાવ્ય ઉચ્ચરે !"
ગીત અટક્યું ને આશ્ચર્ય પામ્યા ગુરુ દ્રોણ.
" શું આ મહાકાવ્ય રચાશે ? "

એવે સુણાયો સારથિનો બોલઃ
" ગુરુદેવ ! ગુરુદેવ ! "

અને જાણે ઝબક્યા દ્રોણ.
" સારથિ ! શું છે ! "
" ગુરુદેવ ! વીતી છે યુદ્ધઆરંભમુહૂર્તની ઘટિકા
બે પક્ષ થનગને છે સંહારને કાજ ! "

અને ગુરુ દ્રોણે
ફરી કર્યો પાંડવસૈન્યે દૃષ્ટિપાત,
ઊડતો'તો કપિંકારવૃક્ષચિહ્ન ધ્વજ.
શું મોખરે આવી ગયો હતો અભિમન્યુરથ !

( ૧૩૮ )

## અભિમન્યુવધ ને રાત્રિએ પાર્થપ્રતિજ્ઞા

રણભેરી બજી રણાંગણે
ને થયા યુદ્ધારંભ,
ચક્રવ્યૂહ ભેદવાનું બીડું
વીર અભિમન્યુએ ઝડપ્યું હતું આજ.
પાર્થના શૌર્ય
પુત્રને કનગી ચડાવવી હતી,
ને આરંભ થયો પાડનધસારાનો.
ભીમકર્માના હતા ભત્રીજાને સાથ

" બેટા ! સિંહબાળ છો
પણ સાત ગઢ વીંધવા છે
ગુરુ દ્રોણ રચ્યા ચક્રાવાના ! "

અને વર્ષાવતાં બાષ્પવર્ષા
દીધા અભિમન્યુએ ઉત્તર:
" પિતા-ભ્રાત ! વજ્રના ગઢ તોડું;
માતુલ કૃષ્ણજીએ દીધી વિદ્યાએ
ચક્રાવો વીંધીશ અવશ્ય,
પણ અજાણ છું પછીના દાવે ! "
" બેટા ! સહાયના કરશે જગદીશ પછી.
પાર્થની ગેરહાજરીમાં
નાક રાખી છે તે પાંડવોની ! "

અને જેવે
ચક્રાવાના પ્રથમ ગઢે પૂગ્યો અભિમન્યુરથ
એવે વદ્યો વૃદ્ધ સારથિ
" કુમાર ! આયુષ્માન હો,
પણ ભારે કઠ્ઠું છે કાર્ય આજ
હડીલાઇ મૂકે છે માઝા
પારંગત છો શસ્ત્રવિદ્યાએ,
પણ નથી યુદ્ધાનુભવ
આપ પિતા ધનંજય ડગમગે એવાં

દુષ્કર કાર્યોના લીધા છે ભાર ! "

અને વર્ષાવતાં બાણની વર્ષા
સારથિને દીધા અભિમન્યુ રથીએ ઉત્તર:
" સારથિ ! મુજ શૌર્યના મ આંક ઓછાં મૂલ.
જો, ભારતના શૌર્ય–ભાણુ બે
માતુલ કૃષ્ણ ને પિતા પાર્થ;
સંગાથેયે જો કરે મુજ સામના
તોય અભિમન્યુના શૌર્ય
લગીરેય નહિ ઊતરે ઓછાં ! "

અને મચાવ્યો કુમારે
મહાદારુણ સંગ્રામ
કૌરવસૈન્યના ઉતારી મસ્તક
નેનાના રુધિરસરિતાએ.
અસુરોને હણે જેમ કાર્તિકસ્વામી
એમ માંડયા ઘોર ઘમસાણ

પાર્થની પુત્રજ્યોત
જલાવતી'તી રિપુસેનાને
એવે ચક્રાવાના પ્રથમ કોટે
કર્ણે દીધા સામના
ને વદ્યો અભિમન્યુ વેણ:
" સૂતપુત્ર ! માતા દ્રૌપદીના ખેંચાવ્યાં ચીર

એ પાપનાં કર આજ પ્રાયશ્ચિત્ત ! "

અને તીક્ષ્ણ તીર છોડ્યું અભિમન્યુએ
બખ્તર વીંધી દેહ વીંધીને
ધગતાંએ સીંચતું રુધિર.

પછી ચક્રાસનના દુર્ગમ કોટે
સુભદ્રાપુત્રે જકડ્યો શલ્યરાજ ભ્રાત.
એવે સર્યાં ભીમકર્માના હર્ષવેણ
" બેટા ! પાર્થને શિરે ચડે કે કલગી આજ ! "
" પિતાભ્રાત ! હજી તો ચઢાવીશ અવશ્ય
પુરવંશે કલગી ! "

અને એવે......
ચક્રવ્યૂહને બીજે કોટે
દુઃશાસને દીધા સામના,
પણ શી વિસાત પરમાણુની
શૌર્યના હિમાદ્રિ કને ?

અને હસ્યો અભિમન્યુ વીર.
" દુષ્ટ દુઃશાસન ! રણાંગણ તજ,
નહિતર તજશે તુજ પ્રાણ દેહને ! "

અને અભિમન્યુ ગાજે

ચાળણી શા કરી છિદ્ર
વીંધ્યો દુઃશાસનદેહ.
એવે સ્વસ્થ બની રાધાપુત્ર કર્ણ
દુઃશાસનની સહાયે આવ્યો,
પણ ન હતી વિસાત આજ
કે કરે કો' અભિમન્યુના સામના !
વીરહાક ને ગર્જનાએ
ડણકો દેતો'તો પટાધર
ધનુષ્યટંકારે ધ્રુજાવતો રણાંગણ
પછી કાળકૂટ અભિમન્યુએ
બીજીવાર દીધી કર્ણને હાર
ને વેગવાન અશ્વે આરૂઢી
કર્ણે કીધાં પલાયન

અભિમન્યુનું હતું એ ઘોર યુદ્ધ,
શાદુળો સિંહ પહાડી પટાધર
સંહારતો'તો રિપુના દળ.
એવે હરયા રણાંગણે
મધ્યસ્થ શા ગુરુ દ્રોણ.
" રંગ છે... રંગ છે...
બાળ ! રંગ છે તુને.
ધરણી વિના ન નીપજે ધાન,
પાર્થ ને સુભદ્રાનો જાયો છો !'

અને એવે...!
દુર્યોધનકુમાર લક્ષ્મણે
અભિમન્યુના કર્યા સામના.
" લક્ષ્મણ ! કેવાં બાણે છે ભાગ્ય !
આનંદતા રમતા ને લહેરના સંગાથે ! "
" અભિમન્યુ ! આ છે સંહારયજ્ઞ,
તું મરીશ ને હું ય મરીશ,
ફરી સ્વર્ગે ખેલશું સંગાથ ! "

અને લક્ષ્મણે કરી બાણવર્ષા,
એને ઝીલીને હાસે,
ભલ્લ બાણ ફેંક્યા અભિમન્યુએ.
જ્વલંત હતાં એ;
ને રુધિર-સરિતાના વહેતા પ્રવાહે
મસ્તકપંક્તિ સંગે તર્યું
બાલ-પિતરાઈ ને મિત્રનું મસ્તક,
ને ધરણીએ પોઢ્યો લક્ષ્મણદેહ.
હાહાકાર મચ્યો કૌરવ-સૈન્યે
ને બેહાણી ચઢાવાની ત્રીજી હરોળ.
ભીમકર્માએ કીધું અટ્ટહાસ્ય હરખી,
" બેટા ! બેહદની વટાવજે સીમાંત ! "

અને અભિમન્યુની ઝપટે

પછી ઝપટાયો બૃહદ્મન,
ને વાવાઝોડે જેમ ઊડે તણખલું
એમ વીર અભિમન્યુ બાણે
જેણે રોળાયું ધડેથી ઊડીને મસ્તક
એ નણુકોડીનો કુમાર
ઘોર મચાવતો'તો ઘમસાણ
શાર્દૂલ સિંહ ઘૂમતો'તો
ત્રાડ પાડી કરતો સંહાર
રીડિયારમણ જાગણે મચી તી
એવે ત્રીજી વાર .. .. ..
વીંધાઇ હતી જ્યારે ચક્રવ્યૂહની ચોથી હરોળ
ત્યારે કર્ણે કર્યાં અભિમન્યુના સામના
પણ શી વિસાત હતી કર્ણની
કે ઘાવ ઝીલે મરણિયાના ?
અહંકારસમુ હતુ અભિમન્યુને મૃત્યુ.
યોગીહઠ, રાજહઠ ને સ્ત્રીહઠ,
પણ અભિમન્યુએ હતી બાળહઠ.
પછી બાળુડા એ બાણાવળીએ
કર્ણને દીધા ત્રીજીવારના પરાજય
પછી કૃપ ને કૃપાચાર્ય રક્ષિત
ભેદી પાંચમી હરોળ,
ને છઠ્ઠી હરોળે
ગુરુપુત્ર અશ્વત્થામાને ડોલાવ્યા

ને કીધા મારગડા
સાતમી દરોજની નેમ સાંધીને,
ત્યહીં સિંધુરાજ જયદ્રથે
ભેદાભેદ કર્યાં સામના,
પણ સોંસરવો ગયો અભિમન્યુ
જેમ તૃણ સોંસરવો જાય અગ્નિ !

પણ સિંધુરાજ જયદ્રથે
અવરોધ્યા સાથીનાં પૂર
અને મધ્યે હતા ગુરુ દ્રોણાચાર્ય
એ અભેદ્ય ભેદાણા ચક્રવ્યૂહે હરખ્યા.
" અભિમન્યુ ! સુભદ્રાની ઉજળી કૂખ ! "
" ગુરુદેવ ! ઝીલું છું આપ બોલ
પણ શા શા છે હવે ? "

અને એ વીર
અણનમ ઊભો'તો રણાંગણે
મહાસંહારની બજાવતો ભેરી
મંડળાકાર ફેરવતો ધનુષ્ય
ને ઘનઘોર મચાવતો'તો ઘમસાણ.
વીરરેલો જાણે વાઘ !
સાત વ્યૂહનો વીંધી ચકાવો.
તોબાહ તોબાહ પોકરાવતો'તો.

પણ અન્ય પાંડવ મહારથીઓનો ધસારો
ખાળ્યો'તો સિંધુરાજ જયદ્રથે,
ને એકલો ઘૂમતો'તો અભિમન્યુ વીર ચક્રાવો વીંધીને,
હાંજા ગગડાવતો રિપુના.
એવે કૌરવ-સેનાના ૭ મહારથીઓએ
ઘેર્યો એકલો શાર્દૂલબાળ.

એ દશ્યે
ગુરુદેવ ડગમગ્યા હૈયે
કે વીસરાય છે યુદ્ધધર્મ,
ન ઘેરાય એકાકીને આમ
પણ મનોમંથન ગુરુદેવનાં
શું મન-ચક્રાવે શમી ગયા ?

અને કર્ણે બાણાવળીએ
અભિમન્યુ કુમારની ભયંકર બાણવર્ષાએથી
માંડ રાખ્યું સમતોલ શરીર,
ને ૭ મહારથી સંગે એકલા લડતાનો
સાવધાનીથી સાધ્યો લાગ.
પછી પ્રત્યંચા ધનુષ્યની તોડી
ને ધનુષ્યવિહોણો કીધો બાળ.
પછી કર્યું છએ સંગાથીલું
અભિમન્યુએ નિર્દય આક્રમણ.

પણ તોય પાર્થનો પુત્ર
ખડ્ગ વીંઝી કૂદ્યો રથેથી
કૂદે જેમ પટાધર ઝપટે;
એવે કર્ણે છેદી ઢાલ
ઢાળ ભરતા પટાધરને પેંતરે
ને ગુરુપુત્ર અશ્વત્થામાએ ધસી આવીને
રથેથી ઢાળ્યો અભિમન્યુ સારથિ.
એવે દુઃશાસનપુત્રે
પૂંઠેથી કીધું આક્રમણ
ને ધરતીએ ઢાળ્યો અભિમન્યુ.
પછી ગદાએ છૂંદ્યું વીરનું મસ્તક !

અને... .. !
'અભિમન્યુ પડ્યો...' અભિમન્યુ પડ્યો...!'
કૌરવપક્ષે થયા હર્ષનાદ
ને પાંડવપક્ષે
વિષાદના છાયાં વાદળ.
મધ્યસ્થ શા ગુરુ દ્રોણ હૈયે
વિષાદનો પડ્યો શેરડો.
" છ છ હત્યારાઓએ
દગલબાજીથી માર્યો વીર !
શું આ ખાતર રચ્યો'તો
ચક્રાવાનો વ્યૂહ ?

ઉત્તરા... સુભદ્રા !"

અને વદી છેલ્ના વેણુ
રથે હગ થઇ બેઠા ગુરુ દ્રોણુ.
ને પછી સંધ્યાના રંગે
રણાંગણે થયો યુદ્ધવિરામ,
પણ નહોતો વિરામ ગુરુ-મનડે.

શોકાતુર હતી પાડવ-છાવણી,
ઊગીને આથમી ગયો હતો આજ
બાળસૂર્ય સરીખડો અભિમન્યુ
અંધકાર પ્રસર્યો'તો વિષાદનો
અકાળ મૃત્યુના ઝહેર દઇને,
છ હત્યારાએ માર્યો'તો વીરબાળ
ને સ્મશાનશાંતિ પ્રસરી'તી પાંડવ-છાવણીએ.

એવે અંધકારના વીંધી ઓળા
ત્રિગર્તિયાને જીતી ઉત્તર મોરચેથી
આવતો'તો પાર્થરથ
"મહારાજ ! ઉદાસીનતા દીસે છે છાવણીએ,
નથી બજતા શરણાઇ ને નગારે ચોઘડિયા,
શું ગુરુદેવે કીધા હશે યુધિષ્ઠિરભ્રાતને પરાસ્ત ?"

" પાર્થ ! સંગ્રામના ખેલ છે,
પડશે એવા દેવાશે ! "

અને પાર્થસારથિએ
પાંડવશિબિરે રોકયો રથ;
અને હતાં ઉદાસીન,
પણ ન હતો એક.
પાર્થદૃષ્ટિ ફરી ફરી ઘૂમી.
" બ્રાત ! અભિમન્યુ કયાં ? "
વિહ્‌વળ થયો કુંતીપુત્ર
સર્વને અનુત્તિર રહ્યા નિહાળીને.
" મહારાજ ! અભિમન્યુ ? "

અને યુધિષ્ઠિર પછી
મંદ અવાજે દીધો ઉત્તર:
" પાર્થ ! વીર બાળ પોઢયો શાશ્વત નિદ્રાએ
સુભદ્રાની ઉજળાને કૂખ ! "

એ વેણુલે
શું મૂર્છિત થયો ગાંડીવધન્વા ?

° ° °

અને......?
યોગેશ્વર કૃષ્ણના જ્ઞાનબોધે

સ્વસ્થ થયો પુનઃ પાર્થ,
પણ ક્રોધાગ્નિ ભભૂક્યો એનો
ભીમકર્મામુખેથી સુણીને વાત
કે વીરશય્યાએ પોઢયા અભિમન્યુ બાળને
જયદ્રથે કર્યો'તો પદપ્રહાર.
અણછાજતું હતું એ હીન કૃત્ય
ને ધનંજયે કીધી પ્રતિજ્ઞાઃ
" અચ્યુત ! સુણજો મુજની પ્રતિજ્ઞાઃ
અભિમન્યુની વીરશય્યાએ પદપ્રહાર કરનાર
સિંધુરાજને હણીશ કાલ.
જો ન હણું સંધ્યાએ તો
સમર્પીશ દેહ અગ્નિની જ્વાલાએ
પછી ત્યાં ' કીર્તિસ્તંભ ' મૂકજો
ને કોતરજો મહીં અક્ષર
કે અપૂર્ણ પ્રતિજ્ઞાએ પાર્થ પોઢયો ! "

° ° °

અને પાંડવસૈન્યે થયા દુંદુભિનાદ
કે બ્રહ્માંડ ફરે તો ફરે પાર્થપ્રતિજ્ઞા.
એ સુણાયા કૌરવ–છાવણીએ
ને દુર્યોધનને દીધા દૂતે સમાચાર;
થર...થર...થર...ધ્રૂજી હાલ્યો સિંધુરાજ.
પાર્થની પ્રતિજ્ઞા !
સાક્ષાત્ બ્રહ્માયે ન દે જીવતદાન

અને ગુરુ દ્રોણને શિબિરે
યાચને વદ્યો દુર્યોધન યુવરાજ:
" ગુરુદેવ ! પાર્થે કરી છે પ્રતિજ્ઞા
કે કાલે હણશે જયદ્રથરાજને ! "

એને કમ્પારીઆવ્યાં વેણ
થર...થર...ધ્રુજતા સિંધુરાજનાં સર્વાં:
" ગુરુદેવ ! સંરક્ષણના દો અભયદાન,
ને કાં સંચર રણાંગણ તજી,
પાર્થપ્રતિજ્ઞાએ કંપે છે કાય ! "

એ સુણી મનડે હસવા આવ્યાં,
પણ પઠો વદ્યા સાન્ત્વનવેણ:
" સિંધુરાજ ! કાલને યુદ્ધે આપ
વસજો સારીયે સેનાની પૂઠે:
અભેદ્ય વ્યૂહ સમરાંગણે રચીશ ! "

અને હર્ષે સંચરતાને
નિહાળી રહ્યા ગુરુ દ્રોણ
મનોગમ કટાક્ષ કરતા.
" દુષ્ટો ! અભેદ્ય નથી કંઈ મુજ શિષ્યથી,
પાતાળનાયે પેટાળ ચીરે પાર્થ ! "

• • •

અને પાંડવસૈન્યે
કૃષ્ણે પાઠવ્યા ગુપ્તચરે દીધા સમાચાર
કે ગુરુએ દીધા છે અભયદાન
જયદ્રથોને સંરક્ષણના
ગેહાં'તા આસને એ ટાણે
યોગેશ્વર ને અર્જુન સંગાથે
"પાર્થ ! परित्राणाय साधूनां
विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय
संभवामि युगे युगे ॥
પત રહેશે તુજ પ્રતિજ્ઞાની
પણ નથી રણાંગણની રીત આ.
તુજ પ્રતિજ્ઞાના પડઘા
ઝીલ્યા છે કૌરવસૈન્યે
ને ગુરુએ દીધા કહે છે અભયદાન !"
"મહારાજ ! મ આણો મોળુ ઓસાણ
કૃષ્ણસારથિ ને પાર્થરથી કને આડીને
નયુનો સંગમ વિનોકને ધ્રુજાવે !"

o o o

અને એ રાત્રિએ કૃષ્ણશિબિરે
દારુક સંગે કરી કૃષ્ણે મંત્રણા
"દારુક ! પાર્થે કરી છે પ્રતિજ્ઞા
કાલ મારશે કા સિંધુરાજને

ને કાં કરશે અગ્નિપ્રવેશ!"
"મહારાજ! દુષ્કર લાગે છે કાર્ય!"
"દારુક! જો ગુરુ દ્રોણે દીધાં હશે અભયદાન સિંધુરાજને
તો આજને ઉતારવું પડશે પાતાળે!"
"મહારાજ! શી આજ્ઞા છે હવે?"
"દારુક! કાલના ઘોર સંગ્રામે
ગરુડધ્વજ ફરકતો આપણો રથ
શસ્ત્ર-અસ્ત્ર ભરી રાખજે સાબદો.
જો ભાસશે મને
ઓસર્યાં પૂર પાર્થની પ્રતિજ્ઞાના
તો ઋષભસ્વરે કરીશ પાંચજન્યનાદ
ને કવચ ભરી તું આવજે વેગે.
પાર્થની પ્રતિજ્ઞાને કાજ
હું યે લઈશ હથિયાર,
ને જગત જોશે કાન
સુદર્શન ચક્રના અકલ્પ્ય ચમત્કાર!"
"આજ્ઞા, મહારાજ!"

અને પ્રણામી સંચર્યો દારુક
રાત્રિના મોડા મોડા પ્રહરે,
કે જ્યારે હજી
કો'ક કો'ક સંભળાતા હતા
મરણોન્મુખ માનવીઓની ચિચિયારીના સાદ.

( ૧૩૯ )

## ચૌદમો દિવસ; જયદ્રથવધ

અને યુદ્ધારંભે
રૂક્ષ વાયુ વાયો ચોતરફ
ને રણવાદિત્રોના નાદે દિશાઓ ભરી;
હિલોળે ચડ્યાં બે સૈન્ય.
એવે પાંડવપક્ષને મોખરે
આવી ઊભો પાર્થરથ;
ફરક ફરક ફરકતી'તી વાનરધ્વજા.
એવે ફૂંકીં ધનંજયે શંખનાદ,
રિપુદળ કંપારીએ કંપ્યું.
પછી યુદ્ધારંભે
અવનીએ ઓઢાડ્યા અંધારપછેડા
પાર્થની અમોઘ બાણવર્ષાએ.
ને ગાજવીજ ને ગડગડાટે પછી
ગાંડીવના ટંકારે ટંકારે
મેઘમાળની પ્રલયકાળવૃષ્ટિ ત્રાટકી
ને રથી-મહારથીઓને
વીણી વીણી ઢાળતો'તો પાર્થ.
ધખધખ રેલી'તી રુધિરની નદી
મહીં તરફડતાં'તાં ધડ;

વળી કો'ક માથા વિનાનાં
ઊભાં ભમતાં'તાં ખડ્ગ ઝાલીને
ને કો'ક માથા વિનાનાં
ધનુષ્ય ગ્રહી ઊભાં ભાસતાં હતાં
દારુણ હતો આજનો સંહાર,
ન કરતું કોઈ પાર્થ સામના,
પુત્રનું વેર પિતા લેતો'તો આજ.

અને એમ એમ પડ્યું ભંગાણ
કૌરવસૈન્યના અગ્રભાગે;
એને ખાળવા
હસ્તીસૈન્યે આવ્યો દુઃશાસન
ને ઘેર્યો અર્જુનરથ.
હસ્તીઓના, ઘંટાઓના ને ટોકરના શબ્દ
ગાજતા'તા રણાંગણ.
" પાર્થ ! કર આજ હસ્તી-સંહાર
ઇન્દ્રે જેમ કાપી'તી પર્વતોની પાંખ ! "
અને યોગેશ્વર કૃષ્ણે
કર્યો પાંચજન્યનો નાદ
ને દિગન્તો કમ્પ્યા પડઘાઓ.
પછી ધરતી ધણધણી
હસ્તીઓના ધબોધબ દેહ-ઝૂકાંગાઓ.
કંઈક હસ્તીઓની સૂંઢ

કપાઇને પડતી હતી ધરતીએ
ને કંઇક કરતા'તા રુધિરવમન.
એવે ગાંડીવધન્વાએ દુઃશાસનને
રૂવે રૂવે વીંધ્યા બાણ,
ને વ્યથાયુક્ત થયા નાયક દુઃશાસને
પછી સૈન્ય સહિત કરી નાસભાગ

એવે પાર્થે દીઠો ગુરુદ્રોણરથ
ને ખેંચ્યો બાણની લઘુશ્રાઘની.
" પાર્થ ! સમયના છે આજે મૂલ્ય,
છોડ ગુરુદેવને,
જયદ્રથનો કરવો છે વધ ! "

અને ગુરુપ્રદક્ષિણા કરી
આગે ધપતો'તો જેવે પાર્થરથ
એવે દીધી ગુરુએ હાકલ
" કૃષ્ણરાજ ! ધર્મધુરંધર છો,
તોળજો પરંતે ન્યાય
નિવૃત્ત થાય છે પાર્થ આજ
શત્રુ જીત્યા વિહોણો ! "

અને હસ્યા પાર્થસારથિ
" આચાર્યજી ! શિષ્ય છે તમારો પાર્થ,

ને શત્રુ નહિ પણ ગુરુ છો આપ;
અપરાજિત છો ગ્રામણિ !"
"કૃષ્ણ...રાજ ! કૃષ્ણ...રાજ !"

હૈયે ઉલ્લાસથી કહેવું'તું કંઈક ગુરુદેવને
પણ એવે પાર્થસારથિએ
ધરતી ધણધણાવતો ધપાવ્યો રથ
ને ગાંડીવ કરતું જતું'તું સંહાર;
એવે કૃતવર્માએ અવરોધ્યા મારગ.
"પાર્થ ! છોડ સંબંધીપણું
ને હણ કૃતવર્માને,
રણાંગણ છે આ !"

પણ ગાંડીવબાણે કૃતવર્માને
ન હણ્યો પણ કીધો વ્યગ્ર,
પછી સંહારતો ધપ્યો પાર્થરથ.
એવે વિંદ-અનુવિંદ બે ભ્રાતે
ધનંજયને દીધાં યુદ્ધ.
"પાર્થ ! વધ કર બે ભ્રાતનો
સમય વીતે છે અણમૂલો.
વળી થાક્યા છે રથઘોડલા
શરબાણભર્યા ને રુધિરખાબોચિયાં ભર્યાં મારગડે
સારાયે દિ'નો કરી પ્રવાસ."

અને પાર્થે
બે બાણે માર્યા બે ભ્રાત.
" મહારાજ ! નિહાળો પણે કૌરવધસારો
પ્રચંડ આક્રમણે ઘેરે છે આપણરથ.
વળી થાક્યા છે રથ–ઘોડલા,
તો આપ છોડો ઘોડલા
ને રથેથી ઊતરી હું
રિપુને દાખવું ગાંડીવશાર્ય ! "

અને ધનંજયે ઊતરીને પ્રથમ
ગાંડીવેથી વહાવ્યો બાણધોધ
ને આસપાસ રચ્યો બાણકિલ્લો,
પછી પાતળગંગા ફોડી.
" પાર્થ ! ધન્ય છે તુજ ધનુર્વિદ્યાને ! "
" મહારાજ ! આપ કૃપા ! "
અને પાર્થસારથિ યોગેશ્વર કૃષ્ણે
ખરેરા કરી ધમાર્યા અશ્વ.

એવે ખાળતો'તો ગાંડીવધન્વા
હયદળ ને પાયદળના ધસારા.
એવે રથવિહોણો નીરખી પાર્થ
કૌરવમહારથીઓએ કર્યો ધસારો
રથોને લેવડાવતાં ઘુમરિયા

પણ પાર્થનાં શૌર્ય !

એ દૃશ્ય ગુરુદ્રોણે નિહાળ્યું
પાંડવસૈન્યને ખાળતા અમમોરચેથી
ને મનોમય કરી ધનુર્ધરની પ્રશંસા:
" પાર્થ ! મુજની દીધી વિદ્યા પર
આજ ચડે છે ઓપ ! "

અને......!
વિસ્મિત થયું સારુયે કૌરવસૈન્ય
જોયે રથ આરોહણ કરી ધનંજયે
રિપુસૈન્ય વચ્ચે કરી કર્યાં માર્ગ
ને પાર્થસારથિ કૃષ્ણે
પાંચજન્ય શંખનો કીધો નાદ.
સુણીને હાંજા ગગડ્યા
જયદ્રથને રક્ષતા છ મહારથીઓના
કે શું કાળ સમીપ આવ્યો
અભેદ્ય સામના વીંધીને ?

અને યુવરાજ દુર્યોધને દીધાં યુદ્ધ.
" મહારાજ ! પાચાલીને કષ્ટ દેનાર દુર્યોધન
પતંગ જેમ આવે પ્રદીપે
એમ આવ્યો છે દાઝવા ! "
" પાર્થ ! ન ચૂક અમૂલ્ય પળ ! "

" આજ્ઞા, મહારાજ ! "

ને આડીનટ ક્ષારે
વછૂટયા તીક્ષ્ણ બાણ
પણ શા આશ્ચર્ય !
" પાર્થ ! વ્યર્થ જાય છે ગાડીવબાણ શુ ? "
" મહારાજ ! ભાસે છે કે
ગુરુદેવે ધારણ કરાવ્યુ છે
અભેદ્ય કવચ દુર્યોધનને ! "

અને હસ્યો પાર્થ
" મહારાજ ! અપાત્રે રેડયા છે ગુરુદેવે દાન
મૂર્ખને નથી જાણ
કે હવે કરવા કેવા દારુણ યુદ્ધ ! "

અને પાર્થે મન-સમતોલતાએ વાપરી દક્ષતા
ને અ-ઢાંકયા અભેદ્ય કવચે
દુર્યોધનના વીંધ્યા પોચા,
વેદના વ્યાપી, ને થયો વ્યગ્ર
ને કર્યો પછી એણે પલાયન

એવે પાર્થે દીઠો ઘટોત્કચ
રથને ચીલે ચાલે આવતો,

ને પાંડવસેનાના મહારથીઓ
કૌરવની તોડીને હરોળ
લગભગ હતા પાર્થરથ સમીપ
ઘોર ધસારાએ ધસતા આવતા
એવે કૃષ્ણે નીરખ્યું દૂરથીનેથી દૃશ્ય
સાત્યકિ ને ભૂરિશ્રવાના દ્વંદ્વસંગ્રામે
પાંડવપક્ષી યોદ્ધાની હતી વધઘડી
" પાર્થ ! પણે પેખ ભૂરિશ્રવાને
હમણા હણાશે વીર સાત્યકિ ! "

પાર્થે પીધા નેત્રે દૃશ્ય
" મહારાજ ! આનંદુ છું નિહાળીને
વીર ભૂરિશ્રવાનાં શૌર્ય ! "
" પાર્થ ! સાત્યકિ હણાશે ! "
" મહારાજ ...! "

અને એ વેળુએ
હજી કૃષ્ણમુખેથી સરે બીજું વાક્ય
સુણાવ્યું ત્યાં પાર્થે ગાંડીવ
ને સાત્યકિના વધની ઘડીએ
ખડ્ગમલ્લો ભૂરિશ્રવાનો કર
હતામાં વીંઝેલો વીંધ્યો.
" પાર્થ ! બેહદ દાખવી ચપળતા ! "

કે જયદ્રથવધ છે સમીપે !"

અને ગુરુ-શિષ્ય પછી
ફૂલડાંના જાણે ખેલ્યા સંગ્રામ.
બન્નેનાં બાણ વીંધતાં કવચ
પણ ન વીંધતાં એકેયનો દેહ.
"પાર્થ ! સમય વીતે છે,
આમ ને આમ પ્રસરશે સંધ્યાના રંગ !"
"મહારાજ ! શા ઉપાય તો ?"
"પાર્થ ! ન ખેલ ગુરુ સંગે ફૂલડોલ,
રણાંગણ છે આ !"

પણ ધનંજયનો ધર્મ
ને ગુરુપ્રત્યેની પૂજ્ય ભાવના
અવિચળ ભાસ્યા ગીતેશને.

યોગેશ્વર કૃષ્ણે પછી
યોગપ્રક્રિયાના લીધા મારગડા,
ને સંયમ કર્યો જયદ્રથે
કે પ્રહર એક બાકી રહે દિવસ
ત્યારે આભના સૂર્યને અસ્ત થયો પેખે.

અને આવી એ ક્ષણ

સિંધુરાજ જયદ્રથે પેખી સંધ્યા
ને ઓથ તજી આવ્યો બહાર
ગગનભેદી કરતો હર્ષનાદ.
" પાર્થ ! દુર્ગત્મા દીસો છો
ને રાશવા છે હજી સૂર્ય આભે,
સંહારીને કર પ્રતિજ્ઞાના તર્પણ ! "

અને ગાંડીવે
પાર્થ ધનુર્ધરે ચડાવ્યું મસ્તકછેદન બાણ.
" મહારાજ ! સંહારું છું જયદ્રથને ! "

અને તત્કાલ
ગાંડીવધન્વાના તીક્ષ્ણ બાણે
જયદ્રથધડેથી ઊડયું મસ્તક
અને...... ?
પાંડવપક્ષે થયો હર્ષ
ને પાંચજન્ય ને દેવદત્ત શંખના
દિગન્તોએ દેતા પડઘા
ફરીફરીને થયા નાદ.
ને પ્રતિજ્ઞાપૂર્ણાહુતિ પાર્થની નિહાળી
પછી પશ્ચિમે આથમ્યો ભાણ.

પણ યુદ્ધ...... !

( ૧૪૦ )

## ચૌદમા દિ'નું રાત્રિયુદ્ધ ને ઘટોત્કચવધ

ઘોર હતું એ રાત્રિનુ યુદ્ધ.
આભે જેમ તારલિયા હતા
એમ હતા કુરુક્ષેત્રે મશાલદીવડા
ભેરીઓ ને શંખનાદે
રાત્રિની વીંધાતી હતી શાંતિ.

જયદ્રથવધે વ્યગ્ર થયો'તો દુર્યોધન
દિ'ના સંહારને સંધ્યાના યુદ્ધવિરામ વિના
ભેળવ્યા હતા રાત્રિયુદ્ધે;
ને આભની વીજળી શા
ઝમક ઝમકતા'તા મહારથીઓના રથ
અથડાઈ અથડાઈને મૃત્યુઓથે ઢંકાવા.

એરે બે નક્ષત્રો શાં
ઘર્ષણ થયા દુર્યોધન–યુધિષ્ઠિરરાજનાં.
પછી મંડાણા મહાસંહાર
ને રુધિરમાંસનાં ખાબોચિયાઓથી
રંગાતા'તા રણખૂંદતા પાયદળ
અશ્વો ઠેસ ખાઈ પડતા'તા
સડપ માંસના બાઝયા સેવાળે
ને રગદોળાતા હતા મશાલીઓ રુધિરે
ઘૂમતા રથોની અડફેટે આવી.
" પાર્થ ! ભયંકર છે આજનું યુદ્ધ ! "
" મહારાજ ! ભૂમિ ભારતના રણચોપાટપડે
ક્યારેક જ ખેલાયા હશે આવાં યુદ્ધ ! "
" પાર્થ ! યુગપલટો છે આ ! "

અને રાત્રિના પ્રથમ પ્રહરે
રણ–આભમાંથી ખરતા'તા

તારા સમા કંઈક રણવીરલા.
એવે કૃષ્ણે દીઠા ધર્મરાજને
ગુરુ દ્રોણના સાધતા સંગમ.
" પાર્થ ? ઘડીના છઠ્ઠા ભાગમાં
ગુરુ કરશે રાજાને કેદ ! "
" મહારાજ......! "

એ વેણુ સુણ્યું ન સુણ્યું કરી
કૃષ્ણે ફંગોળ્યો રથ
રણભૂમિમાં યુધિષ્ઠિરરથ સમીપે
" યુધિષ્ઠિરરાજ ! ગુરુદેવ છે મહાબળિયા
ન ખેલો એમની સંગે સંગ્રામ.
દુર્યોધન છે આપસમોવડિયો ! "

અને કૃષ્ણે દીધી આચાર્યને હાકલઃ
" ગુરુદેવ ! પાર્થને મે વાળો બાણવર્ષનાં પૂર
ભાવિને જિતાવવું છે ધર્મરાજને રણાંગણે
ને ભારતવર્ષે પાથરવા છે ધર્મના સામ્રાજ્ય ! "

અને પાર્થ પ્રતિ ફેંકતા થોથા શા બાણુ
ગુરુદેવ દ્રોણાચાર્ય મલકયાઃ
" કૃષ્ણરાજ ! બેફિકર વિચરો
ધર્મને ન જકડે કદી અધર્મ કેદ,

અધર્મપક્ષીનો સેનાધિપતિ છું હું !"

અને હસ્યા કૃષ્ણ.
" ગુરુદેવ ! શોભે એવાં વધા વચન ! "

અને એવે...!
કર્ણે ઘેર્યો ધનંજયરથ.
" પાર્થ ! રાત્રિનાયે કાળાં અભ્ર
ઘડીક ઢાંકે આભચંદ્રને,
પણ પછી......? "

અને એ કૃષ્ણવેણના
પાર્થે દીધા મૂક ઉત્તર
કર્ણસારથિ સંહારી અશ્વ સંગે.
પછી કર્ણ બેઠો કૃપાચાર્યરથે,
સ્પષ્ટ પેખ્યો કૌરવસૈન્યે પરાજય.
પણ પછી કર્યું વીરે
શંખનાદની કરી પરંપરા
ને શૌર્યે સંહારી પાંડવસૈન્ય
ઓસરતાં વાળ્યાં કૌરવપૂર.
" પાર્થ ! બેહદ કરે છે કર્ણ ! "
મહારાજ ! વીર છે રાધાપુત્ર,
ભારતે પડે છે એના શૌર્યના પડછંદા ! "

એવે આવ્યો રાત્રિનો રાજા
માયાવી ઘટોત્કચ ત્વરાએ
" મામાજી ! આપ ને પાર્થકાકા જો દો આજ્ઞા
તો યુદ્ધસમાપ્તિ કરું આજ ! "
અને મહાભારતને સારથિએ દીધા ઉત્તર:
" બેટા ઘટોત્કચ ! પરાક્રમી છો ભીમ સપૂત,
અમૂલ્ય પળ છે આજ
તુજ શૌર્ય દાખવવાની ! "
" આજ્ઞા, મામાજી...... ! "

અને માયાવી ઘટોત્કચે
ભયંકર કીધો હુંકાર
ને અટ્ટહાસ્ય કીધું મહાસંહારનું.
સુણી કંપ્યું સારુયે રણાંગણ
હાંજા ગગડ્યા કૌરવસૈન્યના
ઘટોત્કચની રાક્ષસી સેનાના ઊમટ્યા પૂરે.
મહાવિકરાળ હતા એ માનવ
સંહારનું જાણે કરતા તાંડવ.
છલંગ દઇ એક ઠેકે
કિરપાણે કાપતાં'તા દશ મસ્તક
ને કાળભૈરવ શા ઘટોત્કચે
અગાધ કો' બળે પછી
કર્ણરથના અશ્વને ઝાલી

રથને લેવડાવ્યાં ચક્રઘુમણિયાં.
પછી મુષ્ટિકાએ હણ્યો રથસારથિ
ને કર્ણ પ્રત્યે કર્યો ધસારો,
એવે અશ્વત્થામાએ વાર્યો
આડો બાંધી બાણકિલ્લો.

અને ઘટોત્કચે
દશ્યે પીધો આક્રમણ ખાળનારને
ને કૂદે જેમ વીફર્યો વાઘ
એમ એક ને બે છલંગે
અશ્વત્થામાના રથ સમીપે આવી
પ્રહારતો કીધો પ્રહાર
પણ અશ્વત્થામા ગુરુપુત્ર
સમોવડિયો શ્રેષ્ઠ યોદ્ધાનો
એણે કાપ્યું બાણે કરી ખડ્ગ.

એવે ત્રાડ દીધી ઘટોત્કચે
ને આભે અદૃશ્ય થઈને
પથ્થરના વરસાવ્યા વરસાદ.
એ હતું રાત્રિનું ઘોર યુદ્ધ
ને રાક્ષસી સેના ઘટોત્કચની
જાણે ભૂતાવળ પ્રકટીને
કરતી હતી માનવ-સંહાર.

અમર્યાદ હતું એ
અઘોર ઘોર રાત્રિ–યુદ્ધ.

એવે અલાયુધ રાક્ષસે
દુર્યોધનને કહી લીધી રણુસગામ
કે માયાવી ખેલે માયાવી સંગે.
અને ઘોર એ રાત્રિ–યુદ્ધે
માયાએ મૂકી મર્યાદા.

એવે પુત્રની-સહાયે આવ્યો પિતા
ને ભીમકર્માએ
અલાયુધના સાધ્યા સમાગમ.
એવે ઘટોત્કચની ભૂતાવળસેના
સંહાર કરતી'તી કૌરવસેનાના.
ને પાર્થરથ સમીપ આવ્યો હરખાઇને ઘટોત્કચ.
" મામાજી ! બહુયે કીધો છે રિપુસૈન્યસંહાર,
શી આજ્ઞા છે હવે ? "

અને વદ્યા કૃષ્ણ મલકી:
" બેટા ઘટોત્કચ ! ઉજાળી તેં હિડંબાની કૂખ,
પણ પાંડવપક્ષની ઉત–તુલાએ
અવશ્ય છે પ્રથમ
રાક્ષસેન્દ્ર અલાયુધનો વધ

ને પછી રાધાપુત્ર કર્ણનો !"

એ કૃષ્ણ-વેણ ઝીલ્યાં ઘટોત્કચે
ને 'હુ ક ..' 'હુ ક...' કરી હુંકાર
પ્રચંડ કરી ધીપગ્યા
ને અલાયુધ ને ભીમકર્માના યુદ્ધે
આભેથી ફેંક્યો પથ્થરઢગનો પહાડ;
પછી ખેલ્યા બે માયાવી
ઘનઘોર મહાભયંકર યુદ્ધ.
"પાર્થ! ત્રેતાયુગે ખેલ્યા'તા
વાનરેન્દ્ર વાલી ને સુગ્રીવ યુદ્ધ
એવા ખેલે છે બે!"

અને એવે દીઠ્યું દૃશ્ય કૃષ્ણ ને પાર્થે
પચંડકાય વીરબાળ ઘટોત્કચે
હળવા ને કર્યાં હાકના
ને દીધી એક ને બે ઠેક
પગપગ ઠેકે એમ
ને પગ ઝાલ્યા અલાયુધના
પછી ફરગની ફરીને
કુંભાર જેમ ચાકડે ચડાવે
એમ ઘુમાવ્યો ચક્કર ચક્કર
અલાયુધનો પ્રચંડ દેહ.

ને પછી પટક્યો ધરતીએ !

શું અલાયુધ મરાણો ?
કૌરવસૈન્યે મચ્યો હાહાકાર.
" પાર્થ ! બેહદ કરી છે ઘટોત્કચે ! "

અને રાત્રિના એ પ્રહરે
બાયાએથી લક્ષ્યને વછોડતાં બાણ
વદ્યો ગાંડીવધન્વાઃ
" મહારાજ ! માયાવીએ જીત્યો માયાવી,
ને પ્રશ્ન ઉદ્ભવે છે હૈયે
કે કયા સંસારકૃત્ય કાજ
ભીમકર્મા વર્યા હિડંબાભાભીને ? "
" પાર્થ ! મહાભારતના ભાખ્યા સંહારયજ્ઞે
વિસ્તૃત કરવા દેહ–બળ
વિધાત્રીએ વગાવ્યા ભીમકર્માને
કે પિતા પુત્ર સગાથીલા
પૃથ્વીનો ઉતારે ભાર ! "

અને એવે દીઠયું
ઘોર અંધારરાત્રિના પ્રહરે દૃશ્ય.
માયાવીના વાળમાં પૂર
કર્ણે ભીડી કરી હામ.
કર્ણનાં શૌર્ય

સૂર્યનાં કિરણ શાં હતાં તેજલાં
પણ ઢાંકતું'તું ઘટોત્કચરૂપી માયાવી વાદળ.

રાત્રિ વીતતી હતી
ને ઘટોત્કચના ઘોર પરાક્રમે
શું સારીયે કૌરવ-સેનાનો થશે નિર્મૂળ નાશ ?
અને કૌરવ અગ્રણીવૃન્દે
વીનવ્યો કર્ણ વીરને.
એ વિનવણી દુર્યોધનની હતી
"કર્ણ ! વીતી છે અર્ધ રાત્રિ
ને પ્રભાત થયે
ઘટોત્કચ વાળશે ઘમસાણ
સારીયે કૌરવસેનાનો !"

અને સૂરજનો આમનાએ
ગંગાપુત્ર કર્ણ વદ્યો
યુવરાજ ! મુજ એકલા શિરે આવ્યો ભાર
પ્રયત્ને માંડ ઉતારું છું
પાઠવ્યો મેં દુઃશાસનને
ગુરુ દ્રોણને દેવા સંદેશ,
પણ ગુરુએ દીધા ઉત્તર
કે ખભે એ ગોખરે રહી
પાંડવ-સૈન્યના પ્રચંડ પ્રસારા,

ને કહ્યું દુઃશાસનને
કે સંરક્ષણ ન લાધે ક્યાંય
તો માતા ગાંધારીને ઉદરે લેજે ઓથ !"
એ સુણી ઘડીક ડગમગ્યો દુર્યોધન
પણ પ્રચંડ સંહાર ઘટોત્કચનો
વીતતી રાત્રિથીયે હતો અધિક.
" કર્ણ ! તુજ કને છે
ઇન્દ્રે દીધી અમોઘ સાંગ !"
" યુવરાજ ! જીવલેણ છે એ સાંગ,
પણ સંઘરી છે પાર્થહનન કાજ !"

અને વધતી હતી
ઘટોત્કચની ભયંકર ભીષણતા.
" કર્ણ ! ભાગ્યે બચશે જીવતા નર
અકલ્પ્યા છે ઘટોત્કચમાંડયા સંહાર.
સમરયા છે આજ રાત્રિયુદ્ધે
કે વધશે કે નહિ કાલ પ્રભાતે
કૌરવ-સૈન્ય-વિભાગ શેષ !"
" શું...... ?"

પછી કર્ણે કર્યો સિંહનાદ
ને ડગમગ્યું સારુંયે રણાંગણ !
" પાર્થ ! વીર કર્ણ આજ

કરશે હદની બેહદ!"
"મહારાજ! વીર છે કર્ણ!"

અને એવે દીઠયું દશ્ય
પાર્થ ને પાર્થ–સારથિને:
કર્ણરથે ઝબૂકી વીજ
ઝળહળ જાણે ઝાકઝમાળ.
એ હતી ઇન્દ્રે દીધી શક્તિ.
એક જ આશ હતી કર્ણની,
એ વીંઝી એણે
ને વછોડી ઘટોત્કચે.
બહુયે નેમ ચૂકવવા મથ્યો માયાવી,
પણ એ હતી અધિક માયાવી,
ને વીંધી વક્ષ:સ્થળ
પૃથ્વીએ પાડયો ઘટોત્કચ.

પહાડ પડયો જાણે
ઘૂમી ઘૂમી આભેથી ભૂતળ
એમ પડયો વીર
પટકાઇ કુરુક્ષેત્રના સંહારપથે.
એના ઊડયા આભે હવિ,
ને સપ્યા આભ–ગૌરાંગે પ્રતિઘોષ
ઘટોત્કચના મહાશૌર્યના!

## ( ૧૪૧ )

## રાત્રિયુદ્ધવિરામ ને કૃષ્ણે ભાખેલો પાંડવ-વિજય

રાત્રિયુદ્ધે ઘટોત્કચહનન પછી
પ્રહર ત્રીજાએ થયો ચંદ્રોદય
ને આભ-ચાંદરડાં થયાં ઝાંખાં.
અને કુરુક્ષેત્રનાયે સૈન્ય-તાગલાઓ
ઘોર યુદ્ધના શ્રમે ઝંખવાણા થયા'તા.

બે પક્ષે થયો હતો યુદ્ધવિરામ
નિદ્રાદેવીની આરાધનાને કાજ.
પણ પાંડવોમાં છવાઈ'તી વ્યગ્રતા
વીર ઘટોત્કચના વધેથી.
ને રાત્રિયુદ્ધવિરામ પછી
શોકગ્રસ્ત બેઠા'તા મળી
એવે રણાંગણેથી સંભળાતા'તા
ઘવાયા યોદ્ધાઓના આર્તનાદ
ને છેલ્લા શ્વાસ મૂકતાની
શ્રવણે પડતી'તી કો'ક કો'ક ચીસ.
એવે મલકામણું વેરતા વેરતા
પાંડવશિબિરે પધાર્યા યોગેશ્વર
અને આનંદે કરવા લાગ્યા નૃત્ય.
ત્વરિત મનોમંથન પછી વદ્યો પાર્થઃ
" મહારાજ ! ઘટોત્કચનો થયો છે વધ
ને આપ ભાસો છો હર્ષિત,
શા છે ભેદ ? પ્રભો ! "

અને હસતાં હસતાં કૃષ્ણે
ભીમકર્માની થાબડી પીઠ.
" પાંડવમણિયા ! ઉગ્રભાગી ને પરાભાગી પ્રો.
પૂજ્ય પુત્ર ઘટોત્કચે
આજ જિતાડ્યા છે પાંડવોને

રણે પોઢીને કુરુક્ષેત્રનું મહાયુદ્ધ !"

અને કૃષ્ણ-વેણુએ
આશ્ચર્યે ડૂબ્યા પાંચ ભ્રાત.
એવે ફરી વદ્યા યોગેશઃ
" યુધિષ્ઠિરરાજ ! શોક વિદારો,
ક્ષત્રિયજાયો રણે પોઢયો
એમાં વધી છે કુળની લાજ.
દેહ-હનન તો સર્વને છે
કર્મ-સંન્યાસયોગે જીવો જીવન
ને ધર્મસ્થાપના અર્થે.
ભારતના ભાગ્યોદ્ધારના યજ્ઞે
પોઢયો વીર ઘટોત્કચ
દેહે ઝીલી કર્ણની સાંગ
એ એક સાંગે
અવલંબતું'તું યુદ્ધનું ભાવિ.
અવશ્ય હણત કર્ણ પાર્થને,
ને પાર્થવિહોણા પાંડવ,
નિર્વિવાદ એ છે વાત,
કે રણાંગણે પામે પરાજય.
આનંદો......આનંદો......
ઓ ભાગ્યવંતાઓ !
ધર્મરાજ્ય ભારતે પ્રસરશે

ને વીર ઘટોત્કચ
નાશવંત રાક્ષસદેહ તજી સંસારેથી
પ્રાપ્યો છે આજ દિવ્ય દેહ સ્વર્ગે ! "

એ કૃષ્ણવેણુલે
શોકવાદળ જાણે વીખરાણાં
રાત્રિએ ઢાંકતાં આભના ચંદ્રને
ને પ્રસરી નિર્મળ ચંદ્રિકાનાં
ફૂલડાં વેરતાં'તાં પાંડવ-શિબિરે.

એવે વદ્યા મહાભારતના સારથિઃ
" યુધિષ્ઠિરરાજ ! ભૂમિ ભારતનો વિદારવા ભાર
ને ધર્મ-સ્થાપના અર્થે
યુગદ્વાપરની સંધ્યાએ
અવતર્યો છું હું જમને.
यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
મથુરાએ કર્યો કંસનો સંહાર
ને વધ કરાવ્યો જરાસંધનો
બળિયા ભીમકર્માની ગદાએ.
અગાધ હતાં એનાં યુદ્ધકૌશલ્ય
દેવ-દાનવ સંગાથે મળે

તોય હતો એ અજેય.
વળી હણ્યો શિશુપાલ.
છેલ્વે વીર ઘટોત્કચને પ્રેરીને
કર્ણની હરી સાગ
પાડવોને જિલાવ્યુ પેખો
કુરુક્ષેત્રનુ ભણાગણ,
ને ભારતને બ્રહ્મ-ભારતના સામ્રાજ્ય!"

એ વદ્યા કૃષ્ણ વેણ,
એવે પ્રવેશ્યો પ્રણામતો ધૃષ્ટદ્યુમ્ન
શસ્ત્રસજ્જ મનીને,
ને હસ્યા ભીમકર્મા
"ધૃષ્ટદ્યુમ્ન! હજી પરોઢ નથી પ્રકટ્યુ
એવે પધાર્યા શસ્ત્રાસ્ત્ર સજી?"
"ભીમકર્મારાજ! અભિમન્યુ ને ઘટોત્કચ બે બાળુડા
સ્વર્ગે કરે છે રીડિયા-રમણ
એમના બાળખેલે મૂકી છે માઝા,
ને ઇન્દ્રરાજનાયે કરે છે બાળુડા પરિહાસ.
આવશ્યક છે ત્યાં
ગુરુ દ્રોણની હાક!
પાઠવશુ ને ગુરુદેવને સ્વર્ગે?"

અને મલકામણા ને પ્રસર્યા હાસ્ય

"પાર્થ ! વીર ધૃષ્ટદ્યુમ્નનાં વેણ
શું સાચાં પડશે આવતી કાલે ?"
"મહારાજ ! ગંભીર અશક્તિ દાખવે છે
સેવીને ગુરુ-પૂજ્યભાવ !"

• • •

અને કૌરવ-છાવણીએ
ઉલ્લાસ-શોકમિશ્રિત હતું અમવીસ્યું.
ઘટોત્કચને હણ્યો'તો કર્ણે
પણ પાર્થને અજિત કરીને.
અને ગુરુદ્રોણશિબિરે
એકઠા થયા'તા દુર્યોધન-કર્ણ
या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥
યોગી શા હતા ગુરુ દ્રોણ,
પણ યોગભ્રષ્ટ બન્યા હતા
સંજોગના કો' પરિવર્તને
જાગૃત હતા એ
જેવે નિશાએ પોઢ્યા'તા અન્ય માનવો,
કો જાગે નિશાચર
કે કો જાગે યોગી.
"દુર્યોધન ! હજી પ્હો ફાટ્યા નથી !"
"ગુરુદેવ ! આજ છું અનિદ્રિત
કુરુક્ષેત્રના મહાસહારે,

મુહૂર્ત પછી ઊગશે પંદરમા દિ'નું પ્રભાત.
પિતામહ પોઢ્યા બાણશય્યાએ
ને ભૂરિશ્રવા ને જયદ્રથ હણાણા
પણ ક્ષેમ છે પાંડવશ્રેષ્ઠ,
એ નિહાળી હચમચ્યું છે હૈયું મુજનું."

અને મૂંઝવણના કો' મોજાએ
ડૂબી ગયો દુર્યોધન યુવરાજ.
વાતા'તા મંદ મંદ અનિલ
ને આભના ચતુર્થ ભાગે
ચંદ્રમાએ વેરતો'તો અર્ધચાંદનીનાં હાસ્ય,
એ ઝીલી વદ્યા ગુરુદેવ:
"દુર્યોધન! વિધાતાની ભાસે છે તુજ ભાવિ.
યત્ર યોગેશ્વરઃ કૃષ્ણો યત્ર પાર્થો ધનુર્ધરઃ।
તત્ર શ્રીર્વિજયો ભૂતિર્ધ્રુવા નીતિર્મતિર્મમ॥
નિર્વિવાદ છે એ વાત,
કૃષ્ણ છે ત્યાં ધર્મ છે
ને ધર્મ છે ત્યાં છે જય!
યતઃ કૃષ્ણસ્તતો ધર્મો યતો ધર્મસ્તતો જયઃ।"

અને મનોમંથનને ડોલને
ડગમગ ડોલ્યો હસ્તિનાપુરયુવરાજ.
"ગુરુદેવ! એવાં શા વદો છો વેણ?

આદર્યાં નહિ રખાય અધૂરાં ! ”

એવે પ્રવેશ્યો શકુનિ
ને હસતા વદ્યા ગુરુ દ્રોણ:
“ શકુનિ ! અટવાયા છે યુવરાજ રણબાજીએ.
ચોપાટબાજીએ પારંગત છો તું.
તો ફેંક પાસા
ને પાડ પોબાર ! ”

અને ક્ષોભાયો થયો શકુનિ:
એવે પ્રવેશ્યો શસ્ત્રસજ્જ દુઃશાસન.
“ દુઃશાસન ! લાક્ષાગૃહે ચેતાવ્યો અગ્નિ
એમ ચેતાવ રણાંગણે
ને બાળ પાંચ પાંડવભ્રાત. ”

પણ કોણ દે ઉત્તર ?
ને હરખ્યા ગુરુ દ્રોણ.
“ દુર્યોધન ! હલાક કરીશ કૌરવઅરિ
કાલના યુદ્ધે.
સર્વ પાંચાલ યોદ્ધાના હરીશ પ્રાણ
ને બાકીની બાજી
સોંપું છું વીર કર્ણને ! ”

• • •

અને......!

## ( ૧૪૨ )

# પંદરમો દિ'; દ્રોણવધ

પરોઢ ઊગ્યું પંદરમા દિ'નું
ને સૂર્યરાજના સારથિ અરુણે
રજનીના ચંદ્રનાં હર્યાં તેજ.
પછી સૂર્યરથ પૂર્વે દીસ્યો
ને પંદરમા દિ'ના રણાંગણે
ધરતી ધણધણાવતા ગુરુએ
પાંડવસૈન્યે બોલાવી હાક.
એકએક પાંચાલ યોદ્ધાને
છવ્વીસ બાણે વીંધતા'તા ગુરુદેવ.
શંખ ભેરી ને વીરહાકે
ઓટ–ભરતી આવતી'તી બે સૈન્યે.

એવે નકુલે
તીક્ષ્ણધારાળા ખડ્ગે
જેમ શુષ્ક દુર્વાગ્રન્થિ કાપે
એમ માડ્યો કૌરવ–સંહાર.

શું હોડ હતી ગુરુદેવ ને નકુલે
કે કોણ વધે છે સંહારે ?
એવે સહદેવે

આચાર્યે છે જ્ઞાન
ને ધનંજયે છે યોગ !"
"કર્ણ, વીર ! અને શાં શાં છે તુંમાં ?"

એ પ્રશ્ને
મઝધાર ડૂબીને વિચારસાગરે
ઝબકે જેમ સાગરઝુલેયો
પણ ડૂબકાં ખાતો ખાતો પછી
અભાન, સભાને ડમમગી
પુકારે જેમ મનોવિહ્વલા
એમ વદ્યો કર્ણ.
"યુવરાજ ! ગુરુ દ્રોણે છે ને પાર્થે છે
શૌર્ય જ્ઞાન ને યોગના ભંડાર,
એથી છે અધિકાં હું કને,
પણ આચ્છાદ્યાં અસત્યના અભ્રે

અને મૂક્યો કર્ણે નિ:શ્વાસ:
"દુર્યોધનરાજ ! કર્ણ દાનેશ્વરી કહાવ્યો
જગતે દીધાં કહો માગ્યાં દાન
કે દાનની પુણ્ય-જ્યોતે
ભસ્મ બને અસત્યનાં અભ્ર;
પણ પૂર્વજન્મનાં ક્રિયમાણે
પ્રતિકૂળ ભાસે છે ભાવિ.

પણ એ ભ્રાન્તિને સંહારીશ હું
યુગપલટાના કુરુક્ષેત્રરણાંગણે ! ”

એવે...... !
પાંડવસૈન્યેથી ઊડયો પેખ્યો વંટોળ
ને બે વીરા થયા સજ્જ;
પણ હતું એ તુફાન,
વંટોળ હતો એ ગદાધારીના સૈન્યનો.
મુસળ મેઘ સરીખડો
ગદાઓનો વરસાવતો વરસાદ
કરીને એક ઘા ને બે ફાડિયાં
વધેરતો હતો નાળિયેર શાં મસ્તક
ને ચારે જેમ ઊભો શેરડીનો સાંઠો
એમ વાઢ કરતો'તો ગદાધારીના સંહાર-નિચોડાનો,
ને છોલે છોલા કરી જીવ નિચોવ્યા દેહના,
' પતરી ' થઇ ધરતીએ
બિછાવાતી'તી છોતરાંની જાજમ

એ સમરાંગણની શેતરંજે
પ્યાદાં સામાં હતાં પ્યાદાં
ને અશ્વદળ સામાં હતાં અશ્વદળ
ને રથના મોરચાએ
મંડાણા'તા રથીઓના ધનુર્મોરચા
" પાર્થ ! અવધ છે આજ અવશ્ય

ગુરુ દ્રોણના સંહારહવનની ! "

અને ફૂલડાં શાં વેરતો બાણુ
ધનંજય વદ્યો વીર વિનયવચનઃ
" મહારાજ ! વિદ્યાભક્ત છું હું શિષ્ય
કદી નહિ સંહારું ગુરદેવને ! "
અને વર્ષતી બાણવર્ષાના
ત્રાપા બાઝયા'તા કુરુક્ષેત્રે
ડુડુક... ડુડુક... ડક ઢઈ પડતા'તા
બે પક્ષના યોદ્ધા રણે
ને ગુરુદેવની સંહારહાક
યમપુરીએ દેતી'તી પડછંદા.

એવે યુદ્ધે ઝૂઝતા વીર ભીમકર્માને
મહાભારતના સારથિએ કીધી સંજ્ઞાઃ
" ગદાધર ! ગુરુ દ્રોણના ઘોર સંહાર
અવધની ઓળંગે છે ક્ષિતિજ.
સારુંયે પાંડવસૈન્ય
સંધ્યાએ પોઢશે રણાંગણે ! "
" મહારાજ ! ત્વરિતતાનો છે અવસર,
આપ આજ્ઞા ને દોરવણાં
સદાય છે અમને શિરોમાન્ય ! "

અને રથી પાર્થ વર્ષાવતો'તો
ગાંડીવેથી અમોઘ બાણવર્ષા

એવે વદ્યા અર્જુનના સારથિઃ
ભીમકર્મા ! રણાંગણને પશ્ચિમ મોરચે
ખેલાય છે હસ્તી–સંગ્રામ.
મદોન્મત્ત એક હસ્તી છે કૌરવપક્ષે
ને એનું છે અશ્વત્થામા નામ;
ગદાઘાવે વધેર કુંભસ્થળ
ને અશ્વત્થામા-હનનના
હર્ષનાદ કરીને દે સાદ ! "

અને ભીમકર્માએ
જઈ હણ્યો અશ્વત્થામાનામી હસ્તી.
" અશ્વત્થામા મૂએેા ! અશ્વત્થામા મરાયો ! "
પ્રચારસાદ પ્રસર્યા સારીયે સેનાએ,
એ સુણ્યા ગુરુ દ્રોણે

મહાભારતના સારથિએ
ઘુમાવ્યો ધનંજયરથ
ને લીધો ધર્મરાજ સમીપેઃ
" યુધિષ્ઠિર ! અવલમ્બે છે યુદ્ધનું ભાવિ આજ
તમ સંસારની દક્ષતાએ;
ભીમકર્માએ હણ્યો છે અશ્વત્થામા હસ્તી,
ગુરુ દ્રોણે માન્યો છે નિજ પુત્ર;
અગાધ આ સંહારના સમુદ્રે

દુષ્કર છે ભાખરી ભાગ,
પ્રશ્નશે આચાર્ય આવી તમને:

અને દિઙ્‌-મૂઢ બન્યા યુધિષ્ઠિરે
પ્રશ્ન્યા મહાભારતના સારથિને:
" કૃષ્ણરાજ ! પ્રશ્નશે તો સત્ય વદીશ
કે ભીમકર્માએ હર્યો છે અશ્વત્થામાનામી હસ્તી !"
" યુધિષ્ઠિરરાજ ! સંહારપર્વે ન હોય સત્ય-અસત્ય."

અને એવે...!
કર્મધ્વજ ધ્વજ ફરકતો
સમીપે આવ્યો ગુરુ દ્રોણ રથ.
" યુધિષ્ઠિર ! ધર્મી છો,
ધર્મ છે જગતે ધુરંધર,
પ્રશ્નું છું તુજને પ્રશ્ન
શું હણાયો છે અશ્વત્થામા ? "

એને મનસ્‌સાગરે ડમમમ ડોલી
વેણુ વદ્યા ધર્મરાજ
અધર્મ ને ધર્મ મિશ્રિત:
" ગુરુદેવ ! અશ્વત્થામા મરાણો છે યુદ્ધે ! "

અને વદ્યા પછી મંદધ્વનિએ વેણુ :

" નરો વા કુંજરો વા ! "

અને ગુરુ દ્રોણ રથ
પુનઃ ઊભો આવી રણાંગણે.
આજના ઘનઘોર સંગ્રામે
રુધિરની વહેતી તી સરિતા
ને મહીં તરતી તી મસ્તકપંક્તિ.
વિચારમગ્ન ગુરુ દ્રોણ
શસ્ત્ર તજવા કે વાપરવાના મનોમંથનેથી
ફૂલડાં શાં વેરતાં'તાં બાણ

એવે ઘૂમતો ઘૂમતો
દ્રોણ રથ કને આવ્યો ભીમકર્મા.
" ગુરુદેવ ! પ્રસર્જનનાં આયુધનાં કરો વિસર્જન
ને અશ્વત્થામાની આત્મશાંતિ કાજ
સર્જન કરો કોઈ સુકાર્યનાં ! "

અને આચાર્યે
આયુધો ટેકવી રથની થાંભલીએ
યોગાસન માંડ્યું રણાંગણ મધ્યે
ને સમાધિસ્થ થયા ગુરુ દ્રોણ.

અને......!
ફરક...ફરક...ફરકતો'તો કમંડળધ્વજ.

" પાર્થ ! પેખ બ્રાહ્મણ ને ક્ષત્રિયનાં મનોવર્ગીકરણ.
અભિમન્યુ પોઢ્યો રણાંગણે તેવે
પ્રતિજ્ઞા કરી તેં જયદ્રથવધની
ને ગુરુદેવ શસ્ત્રો તજીને
બને છે સમાધિસ્થ અત્યારે ! "

કૌરવદળ પર વર્ષાવતો બાણવર્ષા
ધનંજય મલક મલકયો.
એવે ધૂમતો આવ્યો ધૃષ્ટદ્યુમ્ન
મહાભારતના સારથિ કને,
એને કર ચાંધીને
કૃષ્ણે કરી નેત્રસંજ્ઞા.
એ પારખી ધૃષ્ટદ્યુમ્ને
ને ફલાંગ મારે જેમ વીફર્યો વાઘ
એમ એક ને બીજી ઠેકે
પટાધર જેમ પૂગે શિકારીને મચાણ
એમ ગુરુ દ્રોણ રથે આરૂઢી
ખડ્ગ વીંઝયું આભે
ને સમાધિસ્થ ગુરુનું મસ્તક
દેહથી કર્યું અળગું.
" દ્રોણવધ... દ્રોણવધ...! "
રણાંગણે થયો હાહાકાર,
કૌરવસૈન્યે પડયું ભંગાણ

ને થઇ નાસ-ભાગ
શંખનાદ થયા પાંડવપક્ષે
ને ભારતું ગર્જ્યું કે થયો યુદ્ધવિરામ.
ગુરુ પોઢયા રણાંગણે
વિદ્યાનો પડ્યો દ્રોણાયન
એમના ભણાવ્યા
કુરુક્ષેત્રે ખેલાતા'તા
વિજય ને પરાજયના ઘટ-અપઘટ
ને દ્વાપરની ભાગ્યવિધાત્રીએ
ગુરુ દ્રોણની રેખા આંકી હતી.

અને......!

પાંડવ વીરા
ઘેરી ઊભા'તા દ્રોણ રથ,
રથે ફરકતો'તો કુંભ ધ્વજ.
ને ધખ  ધખ...ધખ વહેતો'તો
દ્રોણાચળેથી રુધિરધોધ.

એ જ ગૌરવભર્યું મુખડું
મરક મરક મરકતું પડ્યું'તું
કે જેને ખોળેથી ઝીલ્યા'તા
પાંડવ-કૌરવે વિદ્યાના ઝરણાં.

એક વિષાદછાયા
ધનંજયમુખડે પ્રસરી
ને ધૃષ્ટદ્યુમ્નને કહ્યાં રોષવેણ
" ધૃષ્ટદ્યુમ્ન ! અનાયુધ ગુરુનો નહોતો કરવો વધ
યુદ્ધધર્મની ઓળંગીને રીત ! "

એ પાર્થવેણને
કંપારી પ્રસરી સર્વને
ને ધનંજયને મુખડે
જેમ તપતો ભાનુ ચડે આભે
ને બદલાય અક્ષાંશ ને રેખાંશે વાતાવરણ
એમ બદલીને પ્રસરતા'તા
રોષના ભાવ-આવિર્ભાવ.

એ નિહાળી ભીમકર્માએ
યોગેશ્વર કૃષ્ણ પ્રતિ સાધ્યા નેત્રદોર,
એ ઝીલીને વદ્યા મહાભારતસારથિઃ
" પાર્થ ! ચાંચલ્ય તજ,
ભાગ્ય-નિર્માણ હતો ગુરુદ્રોણ-વધ ! "
" મહારાજ ! ક્ષમા કરજો,
પણ નહોતો એ યુદ્ધધર્મ;
સમાધિસ્થ હતા અનાયુધ ગુરુદેવ
ને હીન કૃત્ય હતું વધ કરવાનું ! "

ભરમના ઢગેથી ભરમ જ હોય !"

o o o o

અને નાસભાગ કરતું કૌરવ-સૈન્ય
કૌરવની છેલ્લી હરોળે
ક્રમે ક્રમે જમા થતું હતું.
'દ્રોણ પડ્યા'... 'ગુરુવધ'ની શબ્દાવલિએ
પ્રસર્યો હતા હોહાટ ને ઘોઘાટ
ને શ્રેષ્ઠ યોદ્ધા કૌરવ-પક્ષના
ઘેરીને ઊભા'તા અશ્વત્થામાને.

અશ્વત્થામા...
વિદ્યા ને શૌર્યનો ભંડાર
જાણણહાર અમોઘ અસ્ત્ર-શસ્ત્રનો.
એનું પિતાવધના ક્રોધે
વિહ્વળ ને વ્યગ્ર બન્યું'તું મનડું.
ને રોષઅંકુર ઊગીઊગીને
વિસ્તૃત થતા હતા મુખડે.
એવે ક્રોધાગ્નિ ભભૂક્યો ધીમઝાળ
ને વિદ્યા અ-વિદ્યા બની,
અજ્ઞાનનાં પ્રસર્યાં સામ્રાજ્ય
ક્રોધ-આચ્છાદને જ્ઞાનને ઢાંકતાં
પછી ધનુષ્યનો કર્યો અશ્વત્થામાએ ટંકાર
ને ભાથેથી શોધીને કાઢ્યું

ના...રા...ય...ણા...સ્ત્ર...
" દુર્યોધન યુવરાજ ! હું ઓળંગું છું
આજ મેદની ! "
" અશ્વત્થામા ! યથાર્થ વદ્યા.
અંજલિનાં તર્પણ ગુરુદેવને આ વિના
હાં હશે એક બીજાં ? "

અને અશ્વત્થામાએ
ધનુષ્યેથી વછોડ્યું નારાયણાસ્ત્ર.

આભે ઊડ્યું પ્રથમ
એ નિહાળ્યું મધુસૂદન કૃષ્ણે
ધુમણિયા લેતું ચક્રાવાએ
ધૂમનાં પ્રસરાવતું અભ્ર.
અને કુરુક્ષેત્રે
સૂર્ય થયો ઝંખવાણો
સ્તંભન થયાં વાતા વાયુનાં,
ને સારીયે પાંડવી સેના
આભે નિહાળી રહી;
ને નારાયણાસ્ત્ર અશ્વત્થામાનું
વિસ્તૃત કરતું ભયંકર આંધી
ચક્કર ચક્કર ફરતું ઊતરતું હતું.
એ નિહાળી વદ્યા યોગેશ્વર કૃષ્ણ:

." ભીમકર્મા ! ઝણું એ છે મહાસંહાર
સારીયે પાંડવી સેના રોળારો.
ગુણ છે નારાયણાસ્ત્રનો
લોહચુંબક જેમ ભેટે લોહચુંબક
એમ અસ્ત્ર–શસ્ત્રને ભેટશે
ને કરશે પછી અસ્ત્ર–શસ્ત્રધારીનો સંહાર !"

એ કૃષ્ણવેણુએ
હાકાબાકા થયા વીરા
ને આખરી વિનાશના ઓળા
ભારયા નૃત્ય કરતા
" મહારાજ ! સર્વના હોય જગને વિદારણ ! "
" ભીમકર્માવીર ! છે અવસ્ય વિદારણ
કે અનાયુધ બને સર્વ ! "

અને રણક્ષેત્રપતિ ભીમે
સારીયે પાંડવસેનાને આપ્યો આદેશ
કે સર્વ બને અનાયુધ !

પછી......!
ઘુમરિયાં લીધાં નારાયણાસ્ત્રે,
પણ વ્યર્થ......
સારીયે પાંડવસેના હતી અનાયુધ;

ને ઘૂમાઘૂમીને
નારાયણાસ્ત્રે ઘેરી પૃથ્વી
ને રસાતાળે ઊતરી થયું શાંત.

પણ તોય
સંધ્યાના કરુણ સ્વરની
ઘૂમરી હતી પાંડવસૈન્યે.
પૃથ્વી ફાડી વિરાજ્યું રસાતાળે નારાયણાસ્ત્ર,
પણ કંપારીએ કંપતા'તા યોદ્ધા.
ને સંધ્યાના રક્ત રંગે
સપ્તલોકના પ્રલય શા ભાસ્યા.
રણાંગણે ભભૂકતી'તી દાહક જ્વાળા
ને મહાસંહારના કારમા નાદ
કાનની ફાડતા'તા જવનિકા.
કારમી ચિચિયારી હસ્તીઓની
ને ઘવાયેલની સિસકારીએ
ભયંકર ભાસતું'તું કુરુક્ષેત્ર.

કેવી પડશે આવતી કાલ!
એ ભયંકર પ્રશ્ન
રાત્રિના પ્રસર્યા ઓળાએ
ઘૂમતી ભૂતાવળ શો ઘૂમી રહ્યો હતો
બેપક્ષી પાંડવ-કૌરવસેનાએ!

( ૧૪૩ )

## સોળમો દિવસ; કર્ણ સેનાધિપતિપદે

અનેરો હતો આજનો સંગ્રામ
કૌરવસૈન્યે હતાં મહાધનુર્ધારી કર્ણનાં દોરવણાં
ને હતો આજ અનેરો ઉત્સાહ.

કર્ણ કરતો'તો
' જય ' ધનુષ્યની પ્રત્યંચાનો ટંકાર
ને રણહાક કરીને વીર
મહાસંહારનાં ખેલતો'તો તાંડવ
ઢંકાયું હતું રણાંગણ
કાયા મસ્તક ને રુધિર ભર્યાં ખાબોચિયાંએ.
પાંડવસૈન્યે પ્રવર્ત્યો'તો હાહાકાર;
કર્ણના ઘાવ
વસમા હતા ઝીલવા આજ.
" પાર્થ ! ધમધમતાં કર્ણનાં શૌર્યપૂરને ખાળ
નહીંતર સંધ્યાના યુદ્ધવિરામે
અલ્પ રહી હશે પાંડવી સેના ! "
" મહારાજ ! આજ્ઞા...... ! "

અને પાર્થરથે

યુદ્ધાભિમુખ આવ્યો કર્ણ ધીર;
મરક મરક મરક્યો કર્ણ.
" પાર્થ ! પિતામહ ને ગુરુદ્રોણ નથી,
હવે છે કર્ણ સાથેનો સંગ્રામ ! "
" કર્ણ ! યોદ્ધના બે ધુરંધર પોઢ્યા,
શી છે હવે તારી વિસાત ! "

અને એ બોલ્યા પછી
પ્રારંભનાં અલ્પ યુદ્ધ;
એવે અશ્વત્થામાએ દીધી હાક:
" પાર્થ ! સંશપ્તક યોદ્ધાના કૌરવમોરચે
આમંત્રણ છે મુજનું તુને
કે સંગાથીડા ખેલીએ સંગ્રામ ! "

અને ધનંજયે ઝીલ્યાં વેણ.
એવે દોર્યો ભીમકમાં
સિંહગર્જનાએ ગદા વીંઝતો આભે
ને ભયંકર વાયુએ પ્રસરાવતો સંહારનરોળ.
" મહારાજ ! અશ્વત્થામાનાં ઝીલી આમંત્રણ
કરશું ને સંશપ્તક યોદ્ધાઓનો સંહાર ? "
" અવશ્ય વીર ! સંહારનો યજ્ઞ છે આ,
રુધિરની દેજે આહુતિ;
ધૂમ્ર એના આભે ઊડશે

ને ઇતિહાસ લખશે આભને ગોરાભે
યુગદ્વાપરના મહાસંહારના !"

° ° °

અને મહાભારતના સારથિએ
ઘુમાવ્યો પાર્થરથ
ને પછી સંશપ્તકોમાંચ્યે મંડાણો સંહાર.
" પાર્થ ત્વરા રાખ,
હજી કર્ણ સંગે ખેલવા છે
કુરુક્ષેત્રના આખરી સંગ્રામ !"
" મહારાજ ! અભિલાષા પૂર્ણ કરી ગુરુપુત્રની
મહાકાળીના ખપ્પર ભરું છું
રેડીરેડીને કૌરવરુધિર !
પછી ખેલીશ ગુરુપુત્ર સંગે !"

અને ધનંજયે કીધો ગાંડીવ-ટંકાર
ને માંડ્યા ઘોર ઘમસાણ
એક બાણે છેદે મસ્તકપંક્તિ
ને બીજે બાણે
બખ્તરઢાંક્યાં વીંધે હૃદય.

એક મુહૂર્તમાં
પાર્થે મચાવ્યો હાહાકાર;
પછી દીધો અશ્વત્થામાને પરાભવ

રણે રોળા પાર્થે.
એવે યુધિષ્ઠિરરાજને
કૃષ્ણે દીઠા કર્ણ સંગે ખેલતા સંગ્રામ,
પણ કર્ણ બાણાવળીની બાણજાળે
વ્યર્થ જાણે મારતા વલખા;
વીર નકુલ કરતો તો સહાય
પણ બેય હતા કર્ણશૌર્યે અસહાય.
"પાર્થ ! અવનવું કરશે કર્ણ !"
"મહારાજ ! વીત્યો છે એ કાળ કેદી'નો,
હવે તો 'ગાંડીવ' ખેલશે 'જય' ધનુષ્ય સંગે !"

અને કૃષ્ણે કીધો પાચજન્યનાદ.
જેમ મુરલીનાદે શેષ ડોલે
એમ ડોલ્યો વીર કર્ણ
કે સમોવડિયાના લાધ્યા સંગ્રામ.

એવે કૃષ્ણે દીધી હાકલ
"વીર કર્ણ ! શોભશે 'જય' ધનુષ્યના ખેલ
પાર્થના 'ગાંડીવ' સંગે !"
"દ્વારિકેશ ! થનગનું છું કેઈ વારનો
કે ક્યારે ખેલું પાર્થ સંગે,
પણ યુધિષ્ઠિર ને નકુલ
રોગટ અવરોધતા'તા મુજ રાહ,

( ૧૪૪ )

## સત્તરમો દિ'; કર્ણવધ

સૂર્યદેવ પૂર્વાચળે
પ્રતિભાભરી કિરણવર્ષા વર્ષાવતા
સુવર્ણરથે આભે ચડયા.

એના હતા આ પરિણમિત કટાક્ષ
" પાર્થ ! કર્ણરથે શોભે છે શલ્ય સારથિ ! "
" મહારાજ ! પણ નહિ કૃષ્ણ સારથિ ! "
" પાર્થ ! બીજી ઊણપ છે વીર કર્ણને
કે ઉલ્લાસરંદિત કરે છે
મહેણા મારીમારીને શલ્ય ! "—

અને પ્રભાતપ્રહરને મુહૂર્તે
એ પક્ષે મંડાણા સંગ્રામ,
ઘોરતા ઘનઘોર વ્યાપી
ન વાયુ વાયા સંહારના.
ધરતી માગતી'તી લીલુડા માથાના દાન
છિન્નભિન્ન વેરાતા'તા માનવખોપરી
ને શોણિતની વહેતો'તી સરિતા.
યુદ્ધે ચઢયો'તો વીર કર્ણ
ને વણખાળ્યું હતુ પરાક્રમનું પૂર આજ.
પાંડવસૈન્યના હસ્તીઓ
જેમતેમ કરતા'તા નાસભાગ
વિહ્વળ બની કર્ણના તીક્ષ્ણ બાણે.
" શલ્યરાજ ! પેખ્યા કર્ણના ઘાવ ? "
" કર્ણ ! મગતરાને તો સૌયે મારે;
ઝીલજે વસમા પાર્થના ઘાવ ! "

પણ એ કટાક્ષવાણી સારથિની

એનાં તેટલાં કિરણ
કૌરવસૈન્યને મોખરે ઊભાને
ઝીલતો'તો સૂર્યપુત્ર કર્ણ.
" કેવી પડશે આજની સંધ્યા ? "
એ પ્રશ્ન પૂછ્યો
સૂર્યપુત્રે અરુણની રથે વિરાજ્યાને,
પણ ઉત્તર લાધ્યા નિજ અંતરાત્માએથી
કે " દિવ્ય દેરાનો વાસી
સંચરશે દિવ્ય દેરી. "
" શું ...... ? "

અને એના ઉત્તર
શલ્ય સારથિએ દાધા:
" કર્ણ ! વ્યગ્ર બન્યા ભાસો છો
સંહાર નીરખી પાંડવસૈન્યના.
શું ચિત્તભ્રમણાએ વદો છો ? "
મદ્રરાજ શલ્ય
કુશળ હતા અશ્વવિદ્યાએ;
કર્ણને ખેલવ તા પાર્થ સંગે સંગ્રામ,
પણ ધનંજયસારથિ હતા દ્વારિકેશ
ને કર્ણે કરી શલ્યરાજની વરણી.
પછી બહુબહુએ દુર્યોધનવિનવણીએ
કમને સ્વીકાર્યાં શલ્યરાજે સ્થાન,

કૌરવ–સૈન્યનાં ખાળ્યાં પૂર.
તૂટી હરોળ ફરી સાંધી
ને મચાવ્યો રિપુઓમાં હાહાકાર.
હસ્તીઓ ઘૂમ્યા મહાવતવિહોણા
ને સારથિવિહોણા રથોએ
ઘોર મચાવ્યો ઘણુઘણાટ
હડફેટે લેતાં પાયદળ જૂથને.

એવે દુઃશાસને આવી
નાસભાગ થયા મોરચાને દીધો હાથ
ને મંડાણો ઉગ્ર સંગ્રામ.
એવે શ્રીગીતેશે દીધી હાકલઃ
"ગદાધારી ! દુઃશાસનના રુધિરપાનની
સ્મરણાએ સ્મરે તો છે ને પ્રતિજ્ઞા !"

અને ભીમકર્માએ
આભે વીંઝી પ્રચંડ ગદા;
વાયુનાં જાણે થયાં સ્તંભન
પ્રસ્વેદરેલા ટપકયા દુઃશાસનકાયે,
પરોક્ષ વિલાસ આનંદે હેવ્યા ઉલ્લાસ
આજ પ્રત્યક્ષે ભાસ્યા શોકઘેર્યાં વાદળ શા.
નહોતી આ કૌરવની સભા
કે પરિહાસ કરી ખેંચે પાંચાલીનાં ચીર,

પણ હતો દ્રૌપદીનો પ્રાણાધાર—
વિકરાળ મહાવિકરાળ ભીમસેન;
ને ધમઃક થી ઉછળેલ ગદા
આભ–વીંઝણાએ કરતી પરિહાસ
પળનીયે વિપળ પછી
કડડડ તૂટી દુઃશાસનમસ્તકે,
ને અવધ આવી એના આયુષ્યની;
નિશ્ચેષ્ટ દેહ ધરતીએ ઢળ્યો
ને ધખધખ વહ્યા રુધિરધોધ.
' દુઃશાસન પડ્યો ..દુઃશાસન પડ્યો...!'
ને ઘૂંટણીએ ઝઝૂમી દુઃશાસનમૃતદેહે
ભીમકર્માએ કર્યું અટ્ટહાસ્ય
પછી ખોબે ખોબે ને
ધોબે ધોબે કર્યાં રુધિરપાન.

એ નિહાળી દૂરથી
હસ્યા ગીતેશ વદતા.
" પાર્થ ' પૂર્ણ કરી છે આજ
ભીમકર્માએ નિજ પ્રતિજ્ઞા,
દ્રૌપદીના વસ્ત્રાકર્ષણનું મૂલ્ય
મોંઘેરાં નીકળ્યાં દુઃશાસનને ! "

એવે વંટોળ વાયો

ને આભે છવાઇ આધી;
કર્ણબાણનાં ઘનઘોર વાદળ
કુરુક્ષેત્રને આચ્છાદી કરતાં તાં શ્યામ,
ને ડફેડક પડતા હતાં
મરનકકપાયાં પાડવસૈન્યરાજ.
" પાર્થ ! કર્ણનાં ઝળહળતાં શૌર્ય
પલટાવશે પરાજયે જીતતી બાજીને ! "
" મહારાજ ! ગાડીવે રાખો વિશ્વાસ ! "
" પાર્થ ! વિશ્વાસ સરતો ભાસે છે અવિશ્વાસે ! "
" મહારાજ ! બેહદ વદો છો ! "
" પાર્થ ! હદની ઓળંગી છે સીમાંત
વીર કર્ણના અમોઘ શૌર્યે ! "
મહારાજ ! એને બાળશે ગાડીવ,
મોરચા સામે રચો મોરચો ! "
અને ' ગાંડીવ 'ઘર્ષણ ' જય ' ધનુષ્યે થયાં,
પૃથ્વીપ્રલયના સુણાયા સાદ
ને હિમાદ્રિ શા મહારથીઓના
ડૂક... ડૂક... ઢળતાં'તા શિખર
બૂડતાં રુધિરભર્યા સાગરે;
અર્ધમૂઆ ને દેહતજ્યાના
સીત્કારો ન ચિચિયારી
રુંવાં કમ્પાવતાં હતા;
ને મસ્તકવિહોણા શૂરાનાં ધડ

ખડ્ગ લઇ ઘૂમતાં'તાં સંહારપથે.
અને પાર્થ ધનુર્ધરનાં બાણ
ઝીલતો'તો કર્ણ બાહુબળી
ઉત્સાહનાં ભર્યાં ભર્યાં પૂરે.
શલ્યરાજ ! અમર ઇતિહાસ મહાસંહારના
વાંચો કુરુક્ષેત્ર આજ ! "
" મગતરાં માર્યાં છે કર્ણે ! "

એ પ્રશ્નોત્તરસ્થાને
નિરુત્સાહી વેણ વદ્યો શલ્યરાજ,
ને ગમ ખાધી વીર કર્ણે:
પછી ગૂંથી બાણની જાળ
ને આભે આચ્છાદ્યાં બાણ
અષાઢનાં ઘનઘોર વાદળ શાં.
" શલ્યરાજ સારથિ ! પાર્થને દેખશ પરાભવ ! "

અને વદ્યા કર્ણસારથિ મલકામણે:
" કર્ણ ! મિથ્યા તજ બકવાદ,
અજેય છે ધનંજય ! "
" સારથિ ! બેહદ થાય છે ! "
" કર્ણ ! આત્મશ્લાઘા ઓળંગે છે સીમાંત ! "

અને ' જય ' ધનુષ્યેથી વર્ષાવતાં બાણ

ઘડીક થંભ્યો વીર કર્ણ પ્રશ્નતોઃ
" શલ્ય...! "
" કર્ણ ! વીર છો,
પણ વિશિષ્ટ વીર છે પાર્થ.
વિરાટનગરે એકાકી ગાંડીવધન્વાએ
પિતામહ, ગુરુ દ્રોણ ને તુજને
એકલ હાથે દીધા'તા પરાજય;
શું કર્ણના પરાક્રમ
એ ટાણે પોઢયાં'તાં નિદ્રાએ ? "
એ શલ્ય—સારથિવાક્ય
ગુંજી રહ્યાં કર્ણ—મનડે.
એવે પાર્થરથે કર્યાં આક્રમણ,
ને ટંકાર પછી ધનુષ્યટંકારે
મંડાણા ઘોર સંગ્રામ.

પાર્થરથ ને કર્ણરથ
બે જ્વાલામુખી શા જાણે
ઝળહળતા હતા કુરુક્ષેત્રે.
બેયનાં વર્ચસ્વની હતી સમસ્યા.
એવે ધનંજયને થયો અહંકારઃ
" મહારાજ ! અજિત છે ગાંડીવ
એક એક બાણના ઘાવે
યોજન હટાવે છે કર્ણરથ ! "

" પાર્થ ! પરાક્રમી છો,
પણ ન રાખીએ અહંકાર !"

અને એ ઘોર સંગ્રામે
ફરી ફેંક્યા ધનંજયે મણિયા બાણ
ને યોજન એક હટ્યો કર્ણરથ
પણ પછી કર્ણબાણે
હિમાદ્રિ શો સ્થિર ટળ્યો પાર્થરથ
ને યોગેશ્વર કૃષ્ણે પારખ્યા ધનંજયે
અહંકારના વિસ્તરતા અંકુર.
કર્મસંન્યાસના પથિક પાર્થને
અવરોધરૂપ હતા અહંકાર.
અને યોગેશ્વર કૃષ્ણે
કુંભક કરી વિસ્તારેલો ભાર
રેચક કરી કર્યો હળવો
એવે આવ્યું વીર કર્ણ બાણ
ને હાનકડોલક પાર્થરથ
બે યોજન હટ્યો પૂંઠે
" મહારાજ... મહારાજ . ! "
" પાર્થ ! વસમા છે વીર કર્ણના બાન
યોગપ્રક્રિયાએ કુંભક કરી મેં
વજ્ર શા વજને અડગ રાખ્યો રથ
રેચકે કરી વજન-નિવૃત્તિએ

એ યોજન રહ્યો છે પૂંઠે !"

અને મલકયા કૃષ્ણ
રથ ધપાવતા કર્ણ સમીપે·
" પાર્થ ! સ્વસ્થતા પામ,
પુનઃ કુંભકે લાધીશ વજન,
ને મહાધનુર્ધર કર્ણના ઝીંનીને બાણ
અડગ ઊભશે રણાંગણે રથ.
પણ અહંકારને દેજે તિલાંજલિ,
શેર પર સદાય હોય છે સવાશેર !"

o o

અને...!
કુરુક્ષેત્રના સત્તરમા દિ'ના સંહારે
અસ્તાચળની દિશાએ ધપતો'તો સૂર્ય
ને રણાગણે ખડકાયા'તાં રુધિરખરડયા
શબ મસ્તક ને માસ–હાડના ઢગ,
ઘોર સંગ્રામ હતો પ્રવર્તેલ
હુંકાર સીત્કાર ને ચીસોએ,
ને મારો...કાપો . ના ધ્વનિએ
ભયંકર ભાસતું'તું રણાગણ.
વીર કર્ણ ખેલતો'તો આજ
કુરુક્ષેત્રે ઘનઘોર સંગ્રામ
હણવો'તો પાર્થને કે હણાવુ'તુ ખુદને,

એ હતો એનો આખરી અંજામ.

એવે કર્ણનું રથચક્ર
રુધિર-ખાબોચિયે પૃથ્વીએ ગળ્યું
ને અટક્યાં રથનાં ચલન.
" શલ્યરાજ ! રથચક્ર કાઢો
ને ઘુમાવો રથ;
ક્ષણમાં હણું છું પાર્થને ! "

અને એ અણીની પળે
શલ્યે કર્યો કર્ણ-ઉપહાસ
" વીર ! રથેથી ઊતરીને તજ રણાંગણ
નહિતર હૃદય ભેદાશે પાર્થબાણે ! "
" શલ્યરાજ ! સારથિની નથી આ રીત
કે મહેણાં દેવા નિરુત્સાહનાં...! "

સ્થિર થઈ ગયો હતો કર્ણરથ
ને ક્રોધ વ્યાપ્યો'તો વીરને.
વિષમ અવયોગે કર્ણ ખેલતો'તો
પાર્થ સમા પ્રતિસ્પર્ધી સંગે સંગ્રામ.

અને કર્ણે કર્યો ત્વરિત નિશ્ચય
કે અમોઘ શસ્ત્ર ફેંકીને
પાર્થને પોઢાડવો કુરુક્ષેત્રે.

અને ભાથેથી ગ્રહ્યું તીક્ષ્ણ બાણ
એવે લપટાયો દીઠો ઝેરી નાગ
એણે કહ્યાં નાગભાષામાં વેણઃ
" વીર કર્ણ ! વછોડ બાણ સંગે મને
ઝહરડંખે હણીશ મુજ વૈરીને ! "
અને ઝમકયો કર્ણઃ
" નાગરાજ ! સ્વાવલંબી છે શૌર્ય કર્ણ ! "

અને નાગને ધકેલીને
કર્ણે વછોડયું તીક્ષ્ણ બાણ,
પણ રથને નમતો કર્યો પાર્થસારથિએ
ને લલાટનું નિશાન મુકુટ વીંધીને ગયું.
એવે ફરીને વીર કર્ણે
ભાથેથી ગ્રહ્યું બીજું બાણ,
ને દીઠો ક્રૂર લપટાયો નાગ !
કર્ણક્રોધે મૂકી માઝાઃ
" નાગ ! કો'કની સહાયે નથી મારવો પાર્થ,
દઉં છું તને છેલ્લી અવધ
કે હણ્યા પહેલા પાર્થને
અવશ્ય તુજને હણીશ ! "

અને નાગને દાબ્યો ભોયે

ને ફરી ખેંચી 'જય' ધનુષ્યની પ્રત્યંચા
પણ એ બાણ વિંધાયું ધનંજયે
ઊગ્રુપ ભાસતી'તી સૂર્યપુત્રને.
નહોતા ખેંચાતા સરખા દાવ
રથચક્ર ખૂંચ્યું હતું પૃથ્વીએ
ને ઘુમરિયા લેતા પાર્થરથેથી
ગાંડીવનાં છૂટતાં'તાં લાગસામાં બાણ.
તેથી વિહ્વળ બન્યો કર્ણ ધનુર્ધર.
" શલ્યરાજ ! અધર્મ કરો છો.
રીત નથી આ સારથિની.
રથ-પૈં કાઢો ને ઘુમાવો રથ,
પાર્થને આજ પાઠવીશ સ્વર્ગે ! "

પણ અનુત્તર રહ્યો શલ્ય સારથિ,
સ્થિતિ બનતી હતી વિષમ
ને વ્યગ્ર કરતા'તા ગાંડીવબાણ.
એવે ઉદ્યુક્ત બન્યા કર્ણ
રથેથી કર્યાં ધરણીએ ઉતરાણ
ને પ્રયાસ આદર્યો રથ-પૈં ખેંચવાના.

એવે વદ્યા મહાભારતના સારથિઃ
" પાર્થ ! સંહાર કર્ણને,

અણમૂલી લાધી છે આ તક ! "
પણ ગતિહીન હતુ ગાડીવ !
" મહારાજ ! યુદ્ધધર્મ નથી;
અનાયુધ છે વીર કર્ણ ! "

અને સામે કર્ણ કરતો'તો પ્રયાસ
પૃથ્વીએ ખૂચ્યું 'પૈ' કાઢવાનો
ને ચોગરદમ ચાલતો'તો ભીષણ સંગ્રામ
હાકલા ને થાતા'તા હાકંદા
ધમોધમ પડતાં'તા લીલુડા માથા
ને રુધિરની રેલી'તી સરિતા.
" પાર્થ ! સંહાર કર્ણને
નિષ્કામ કર્મથી; ન ઢળ અધોગતિએ.
કોણ છો તુ સંહારનાર ?
સ્મરણપટે આણુ 'ગીતા'નો બોધ
શુ વીસર્યો છો વિરાટદર્શન ? "

એ યોગેશ્વરવેણે,
मयैवैते निहता. पूर्वमेव
निमित्तमात्र भव सव्यसाचिन्‌ના દર્શનજ્ઞાન
પુનઃ પ્રાપ્ત્યા પ્રજ્ઞાનપંથીને,

ને ગાંડીવધન્વાએ
આંજલીકાસ્ત્ર ચાપે ધર્યું બાણ,
એ નિહાળી વદ્યા કર્ણવીર
“ પાર્થ ! આયુધરહિત બનીને
ધરતીએથી ખેંચું છું રથ-ચક્ર,
ધર્મ નથી અનાયુધને સંહારવાનો ! ”

એ કર્ણવેણ ઝીલી
યોગેશ્વર કૃષ્ણે કીધું અટ્ટહાસ્ય
“ કર્ણ ! ધર્મ છે ધર્મીઓને કાજ,
નથી અધર્મીઓને કાજ
પાંચાલીનાં ખેંચ્યાં ભરસભાએ ચીર
તેવે ધર્મ કેમ ન થયો આસમાન ?
શકુનિએ હરાવ્યા યુધિષ્ઠિરને દ્યૂતે
કપટપાસાના ફેંકી પોબાર
ધર્મ ક્યાં વીસરાયો હતો તેવે ?
લાક્ષાગૃહે લગાડી લાય
તે દિ' ધર્મ બળ્યો હતો શું ?
ધર્મ તો છે ધર્મીઓને કાજ,
નથી અધર્મીઓને એના નિર્ણયના અધિકાર ”

અને યોગેશ્વર કૃષ્ણે

ધનંજયને દીધી હાકલ·
" પાર્થ ! સંહાર કર્ણને,
અત્રીસો માગે છે કુરુક્ષેત્ર આજ !

° ° °

દિવસઅસ્તના વાગતા'તા ભણકારા
અસ્તાચળે લગભગ હતો સૂર્યરથ,
એવે ગાંડીવેથી છૂટ્યું દિવ્ય બાણ
ને છેદ્યું કર્ણ–મસ્તક !
" કર્ણ પડયો...કર્ણ પડયો... ! "
ને કૌરવસૈન્યે પડયું ભંગાણ.

એવે પશ્ચિમે
ધીરે ધીરે ધીરે સૂર્યરાજ
ધરણીએ અદૃશ્ય થયો તેજરહિત થઈને.
સંધ્યાના શોકોદ્‌ગાર કલ્યાણ રાગ
વાતાવરણે બજી રહ્યા
ને રણાંગણે
માંસ, રુધિર ને હાડ–ચર્મને ખૂંદતાં
યુદ્ધવિરામે જતાં'તાં બે સૈન્ય.
' કર્ણ પડયો...' ' કર્ણ પડયો...'ના સાદે
હાહાકાર પ્રસર્યો'તો કૌરવપક્ષે
ને સત્તર દિ' પહેલાંની અગિયાર અક્ષૌહિણીનો અધિપતિ
અલ્પ સૈન્ય મહારથીવિહોણું પેખી

ગરકાવ થયો'તો સંસારસાગર–વમળમાં.
પાંચ પાંડવ ધૃષ્ટદ્યુમ્ન ને શિખંડી
યોગેશ્વર કૃષ્ણની સંગાથ
ઘેરી ઊભા'તા વીર કર્ણને.
" પાર્થ ! ધરતીએ લીધો છે આજ
બત્રીસલક્ષણા વીરનો બલિ,
વિધાત્રી રૂઠી'તી કર્ણ પર.
જન્મથી જ ભાવિ સામે ભરતા'તા બાથ
તે રહ્યા મરણ પર્યન્ત ભરતા.
સારથિ શલ્યરાજે
વીરને કરાવ્યો છે સ્વઘાત.
રણે વદતો શલ્ય અવળવાણી
ને નિરુત્સાહનાં પૂરે વસી
કર્ણ ખેલ્યો'તો આખરી સંગ્રામ.
પણ અમર કીર્તિ કર્ણ દાનેશ્વરીની
યુગેયુગ રહેશે ભારતવર્ષે ! "

અને અંજલિ દઈ વીરને
રાત્રિના સામ્રાજ્યમાં
શિબિરમાં આરામ લીધા સર્વેએ
ત્યારે તારલિયાઓ
મરક મરક મરકતા'તા આભે.
શાં રહસ્ય હશે યુગદ્વાપરનાં ભાવિનાં ?

(૧૪૫)

## અઢારમો દિવસ; શલ્યવધ ને દુર્યોધન-પલાયન

આખરી યુદ્ધના અંજામ હતા આજ
કુરક્ષેત્ર ઊભાતાં બે સૈન્ય,

પાર્થ નિહાળતો'તો
કુરુમોખરે ઊભા કૌરવરથને.
" મહારાજ ! મદ્રાધિપતિ શલ્યમાતુલ
શું સેનાધિપતિત્વ ગોહરાવીને
સંહારશે ભગિનીજાયા ? "
" પાર્થ ! પિતરાઇ ખેલ્યા યુદ્ધે
સહોદરે ઝીલ્યા સહોદરના ઘાવ.
માતુલ સ્વર્ગે સંચરશે ભગિનીજાયાકરે,
યુગદ્વાપરની સંધ્યા છે આ ! "

અને શલ્યે કર્યો શંખનાદ
ને થયા યુદ્ધારંભ.
મદ્રરાજ શલ્યના શૌર્યે
ભરોભરિયાં હતાં ગુરુ ને પિતામહની,
અને માંડ્યો શલ્યે સંગ્રામ.
પ્રથમ માનીતા ભાણિયા નકુલે
માતુલને કર્યાં બાણેથી પ્રણામ.
" વીર ! શોભાવજે મુજ બહેનીની કૂખ,
રણાંગણ છે સ્વર્ગની સીડી
પરાક્રમી ક્ષત્રિયોને કાજ ! "

એવે શલ્યરક્ષક કર્ણપુત્રે

વીર નકુલના કર્યા સામના.
પણ નહોતો આ સૂર્ય ને કુન્તાનો પુત્ર કર્ણ
કે જેનાં હતાં માતા–પિતાનાં એ પખાં સરખાં;
સૂતમાતાનો જાયો હતો કર્ણપુત્ર.
અને ક્ષણના છઠ્ઠા ભાગે
અર્ધચંદ્રાકૃતિ બાણ વછોડી
નકુલે કર્યો શિરચ્છેદ,
કૌરવસૈન્ય થયું હાકાબાકા.
એવે હાલંદા ને હાકલા કરતા
ભીમકર્માએ કર્યું શલ્ય પર આક્રમણ,
એને ખાળ્યો કૃતવર્માએ.
પણ ભડવીર ભીમનો ધસારો
આમનાયે ગોરાંભા ફાડે.
કાળદંડ જેવી ફરતી હતી
રિપુ–મસ્તક વધેરતી ભીમ–ગદા
ને એક ને બીજી ઠેકે
ભીમકર્માએ હણ્યો શલ્યસારથિ.

આજના રણાંગણે
ભયંકર ને બીભત્સ હતાં દૃશ્ય
ધખધખ વહેતી'તી લોહીની નદી
ને સત્તર દિ'ના ઘોર સંહારનો

ને દુર્યોધનરાજે એ દાખ્યું સેનાધિપતિત્વ.
અગિયાર અક્ષૌહિણીનો અધિપતિ
આજ રણે ચડ્યો અલ્પ સૈન્ય સંગાથે
ને મચાવ્યું રૌદ્ર યુદ્ધ.
આખરી હતો હોલાઉં હોલાઉં થતો
કુરુક્ષેત્રે સંહારનો દાવાનળ
" પાર્થ ! આખરી આ અંજામ ! "
" મહારાજ દુષ્ટબુદ્ધિ દુર્યોધન ઇતિહાસે
અપયશની આજ ચડશે કલગી ! "

અને કર્યાં કુરુ યુવરાજે
હાથે ધનંજયસામના
" પાર્થ ! ભાગ્ય ભેટાડે છે
વિધાત્રીના ભાખ્યાંએ,
ભલે ચાખે કૃષ્ણાનો ઉપહાસ કરનાર
આજ ગાંડીવનાં બાણ ! "

અને ધનંજય ધનુર્ધરે
ગાંડીવની દોરીના ટંકારે
ધણધણ ધ્રુજાવી ધરણી,
ને બાણજાળે ભગ્ન કર્યો દુર્યોધન.
શી હતી દુર્યોધનની વિસાત

કે ક્ષણ ટકે પાર્થ ધનુર્ધર સંગે !
ને નાસે જેમ ભયગ્રસ્ત હરણું
એમ તજ્યો દુર્યોધને રણસંગ્રામ.
પણ તોય
જારી રહ્યું અઢારમા દિનનું યુદ્ધ.
ધરતી માગતી'તી હજી
રણાસણા રણયોદ્ધાના મસ્તકદાન,

અને એ ઘોર ઘમસાણે
પછી ઘૂમ્યો ભડવીર ભીમ
ને પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિએ
નવાણુ પૂરા કર્યા ધૃતરાષ્ટ્રપુત્રો.
"પાર્થ ! આત્માન કૃતાર્થ માનતા ભીમકર્મા
કેવા ઉલ્લાસે છે આજ !"
"મહારાજ ! શાશ્વત હશે આ આનંદ ?"

એ પાર્થપ્રશ્ને
હતા ભર્યા ભર્યા કટાક્ષ.
"પાર્થ ! સંસારે છે નિષ્કામ કર્મ.
શાશ્વત ને અશાશ્વતના વિચાર
અર્પણ કર ઇશ્વરને.

માંસ ચર્મ ને હાડકાંનો શેવાળ
પાયદળ અશ્વદળને ખૂંચાડીને
રુધિરનદીએ લેવડાવતો'તો સમાધિ.
આજે નૃત્ય કરતી જોગણીઓ
કહેતી'તી કે પરલોકગમનયોગ છે આ.

એવે મહાભારતસારથિ વદ્યા
" પાર્થ ! મધ્યાહ્ન પહેલાં
શલ્યરાજને પોઢાડવા છે રણાંગણે ! "
" મહારાજ ! માતુલના સંહારનો યશ
ભલે યુધિષ્ઠિરભ્રાત પામે ! "

અને ઘુમાવ્યો ગીતેશે રથ
ને શલ્યમોરચે
દૃશ્યમાન થયો ઘોર સંગ્રામ.
રથવિહોણા બન્યા શલ્યરાજ
ઘનઘોર મચાવતા પાંચાલોમાં ઘમસાણ
કાળચક્ર જેમ લેતા'તા ઘુમરિયા.
એવે ભીમકર્માએ
કવચ ભેદ્યું શલ્યરાજનું
રીડિયા કરી ક્રૂર.

એને ઝીલી વૃદ્ધ મસ્તાના શરાએ
ને વીફર્યો હસ્તી જેમ મૂકે દોટ
એમ કર્યું યુધિષ્ઠિરરાજ પ્રતિ આક્રમણ.
" મહારાજ... મહારાજ...!"
" પાર્થ ! સ્વસ્થતા રાખ...! "

આશ્ચર્યઉદ્‌ગાર સર્યા'તા ધનંજયવેણે
કે હમણાં હણાશે યુધિષ્ઠિર,
પણ કલ્પના ઠરી અસત્ય.
ધર્મરાજે કરે ગ્રહી ' શક્તિ '
ને વીંઝીને ઝીકી
શલ્યરાજના વક્ષઃસ્થળે.
જેમ હસ્ની ડોલીને
ધરણીએ થાય ઢગલો
એમ પડયો વૃદ્ધ યોદ્ધો
ને શલ્ય હણાણા ' મદ્રરાજ પડયા'ના પોકારે
ભંગાણ પડ્યું કૌરવસૈન્યે.

o o

એ હતું મધ્યાહ્નટાણું
કુરુક્ષેત્ર અઢારમા દિ'ના યુદ્ધનું
પછી કૌરવસૈન્યની પાછલી હરોળે
ત્વરિત થઈ મંત્રણા,

ને દુર્યોધનરાજે સોંપ્યું સેનાધિપતિત્વ.
અગિયાર અક્ષૌહિણીનો અધિપતિ
આજ રણે ચડ્યો અલ્પ સૈન્ય સંગાથે
ને મચાવ્યું રૌદ્ર યુદ્ધ.
આખરી હતો હોલાઉં હોલાઉં થતો
કુરુક્ષેત્રે સંહારનો દાવાનળ
"પાર્થ ! આખરી આ અંજામ !"
"મહારાજ દુષ્ટબુદ્ધિ દુર્યોધન ઇતિહાસે
અપયશની આજ ચડશે કનગી !"

અને કર્યા કુરુ યુવરાજે
ક્રોધે ધનંજયસામના
"પાર્થ ! ભાગ્ય ભેટાડે છે
વિધાતાના ભાખ્યાએ.
ભલે ચાખે કૃષ્ણનો ઉપહાસ કરનાર
આજ ગાંડીવના બાણ !"

અને ધનંજય ધનુર્ધરે
ગાંડીવની દોરીના ટંકારે
ધણધણ ધ્રુજાવી ધરણી,
ને બાણજાળે વ્યગ્ર કર્યો દુર્યોધન.
શી હતી દુર્યોધનની વિસાત

કે ક્ષણ ટકે પાર્થ ધનુર્ધર સંગે !
ને નાસે જેમ ભયત્રસ્ત હરણું
એમ તજ્યો દુર્યોધને રણસંગ્રામ.
પણ તોય
જારી રહ્યું અઢારમા દિનું યુદ્ધ.
ધરતી માગતી'તી હજી
રથ્યાસથ્યા રણયોદ્ધાનાં મસ્તકદાન,

અને એ ઘોર ઘમસાણે
પછી ઘૂમ્યો ભડવીર ભીમ
ને પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિએ
નવાણું પૂરા કર્યા ધૃતરાષ્ટ્રપુત્રો.
" પાર્થ ! આત્માન કૃતાર્થ માનતા ભીમકર્મા
કેવા ઉલ્લાસે છે આજ ! "
" મહારાજ ! શાશ્વત હશે આ આનંદ ? "

એ પાર્થપ્રશ્ને
હતા ભર્યા ભર્યા કટાક્ષ.
" પાર્થ ! સંસારે છે નિષ્કામ કર્મ.
શાશ્વત ને અશાશ્વતના વિચાર
અર્પણ કર ઈશ્વરને.

કર્મ કર, પાર્થ !
સંસાર છે કર્મયોગને કાજ. "
અને ગાંડીવના ટંકારે
પછી માંડયો પાર્થે સંહાર.

એવે દીઠાં કૃષ્ણે
શકુનિ ને સહદેવનાં યુદ્ધ.
" પાર્થ ! સહદેવ જોશી આજ
કો' નક્ષત્ર–તારાની ગણતરીએ
શકુનિ સંગે ખેલે છે સંગ્રામ ! "

અને પછી શ્રીકૃષ્ણે
અર્જુનને સુણાવી યુદ્ધકર્મકથા:
" પાર્થ ! દ્યૂતબાજીએ પડયા'તા શકુનિના પોબાર
પણ આજ કચ્ચા–બાર પડયા.
પેખ પણે.
વીર સહદેવે ભિન્ન કર્યા દેહેથી
પાપી એવા બે હાથ ! "
" મહારાજ ! સહદેવે હણ્યો શકુનિ ! "
એ દૃશ્ય નીરખ્યું કૃષ્ણે.
" પાર્થ ! પ્રત્યક્ષ છે કર્મનાં ફળ,

પરોક્ષ નથી સંસારે !"

o o

અને . . .?

રહ્યાસહ્યા શકુનિના છેલ્લા સામના
વૈરના અવશેષ શા શમ્યા.
અગિયાર અક્ષૌહિણી પોઢી રણાંગણે
ને આપમેળે થયો યુદ્ધવિરામ
પછી મધ્યાહ્નના એ બીજા પ્રહરે
પાંડવસૈન્યે થયા શંખનાદ.
શ્રીકૃષ્ણ, પાંચ પાંડવ, ધૃષ્ટદ્યુમ્ન ને શિખંડી
પુત્ર-પરિવાર સંગે ઊભા'તા
ને કુરુક્ષેત્રના સંહારયજ્ઞે
રુધિર-માંસના છનકાતા'તા ખામોચિયા,
છિન્નભિન્ન પડ્યા'તા રથ
ને આયુધો બખ્તર ને ધ્વજા
રગદોળાતા'તા રુધિર-માંસના કાદવે.
એવે આવ્યો યુયુત્સુ
સ્મશાનશાંત કૌરવછાવણીએથી.
એણે ઓઢી'તી શોકની ચાદર
ને અશ્રુધાર વહેતી'તી અખંડ
એ પ્રથમ પ્રણમ્યો યોગેશ્વર કૃષ્ણને
ને પછી પાંચ પાંડવને
" મહાનુભાવો ! આજ્ઞા યાચું છું

હસ્તિનાપુરે સંચરવાના પરવાનાની.
દાસ-દાસીઓ ને નર્તકીઓ
ભૂતાવળ દેખે છે કૌરવ-શિબિરે !"

એ વેણુએ
પાંચ ભાતે કર્યો ચોપાસ દૃષ્ટિપાત.
શબો પડ્યાં'તાં મસ્તકવિહોણાં
ને રુધિરખરડયા હૃદયવીંધ્યા દેહ
મહાસંહારની દેતા'તા સાક્ષી.
કો' ચિચિયારીઓ અર્ધમૂઆની
ને ઘવાયેલના આર્તનાદ
સાદ દેતાં'તા ભયંકરતાના.

એવે વદ્યા મલકામણે કૃષ્ણઃ
"યુયુત્સુ ! અમરત્વ નથી સંસારે.
ભોગાયતન આ દેહના
નિરર્થક છે સંસારે વિલાપ
નાશવાન દેહ પામ્યો છે નાશ.
ભલ સંચરે દાસદાસીઓ નગરે."

અને......!

## ( ૧૪૯ )

## સંધ્યાકાળે દુર્યોધનપતન

રણાંગણેથી નાઠો દુર્યોધન યુવરાજ
ધરતીનો એ પાપભારણહાર.

કોણ સંઘરે એને !

અને સૃષ્ટિનાં નીરે સંઘર્યો
એ હતો જળધો।
મહીં હતા ઊંડા ઘૂના
ને કાંઠડાની ભેખડે હતા કોતર
એના લીધા દુર્યોધને આશ્રય

પણ એ ભાગેડુની
ભાળે પડ્યા'તા પાંડવવીરો
પગેરું પારખતા પગીઓ હતા સંગાથે
ને એમણે પારખ્યાં કુરુયુવરાજનાં પગેરાં.
" મહાનુભાવ ! ભેખડના કોતરે
અદૃશ્ય છે રિપુ ! "

વીતી એક શાન્ત પળ
ને શ્રીકૃષ્ણે દીધી હાકલ.
" વીર દુર્યોધન ! વીર છો,
વીરત્વે ખેલ્યો કુરુક્ષેત્રે સંગ્રામ.
લાજે છે તુજ શૌર્ય આજ
' ભાગેડુ ' કહી સંબોધશે

યુગદ્વાપરના ઇતિહાસઆલેખનહાર;
કીર્તિ અમર છે કે દેહ ? ”

અને કૃષ્ણબિરદાવ્યા વેણુએ
પાણીમાં જેમ ફૂટે પરપોટો
એમ દુર્યોધને દીધી હાકલ.
બખતરેથી ટપકતાં'તા જલબિંદુડા
ને નેત્રેથી ઝરતા'તા ધોમ અંગારા !
“ કૃષ્ણરાજ ! કઈ માનો પરાક્રમી સપૂત
ખેલશે મુજ સંગે દ્વંદ્વ ? ”

એવે ઝબૂક્યા ધર્મરાજ:
“ વીર ! તારી છે પ્રથમ પસંદગી;
પાંચ ભ્રાતને પારખીને ચીંધ
કે કોણ ખેલે તુજ સંગે દ્વંદ્વયુદ્ધ ? ”

એ યુધિષ્ઠિરનેણે
ભીમે સાધી કૃષ્ણે સૂચક દૃષ્ટિ
ને પારખ્યું મહાભારતના સારથિએ
કે ધર્મરાજે વાળ્યો છે દાટ

પછી બિરદાવના દુર્યોધનને
વદ્યા કર્મયોગેશ્વર કૃષ્ણ:
" દુર્યોધન ! એક અવાજે ભારતવર્ષ પુકારે છે
કે મહાન ગદાધારી છો.
અમર કર તુજ કીર્તિ આજ
ભીમકર્મા સંગે ખેલી ગદાયુદ્ધ ! "

એ વેણુલાં સુણી
કુરુયુવરાજે કર્યો હુંકાર:
" હરિકેશ ! મ રાખો લગીરે ભ્રમણા
કે યુદ્ધ માગીશ અન્ય પાંડવ સંગે.
જૂનાં છે દુર્યોધન ને ભીમના વૈર ! "
" દુર્યોધનરાજ ! શોભતાં વદ્યા વેણ
સામના તો સરખે સરખાના હોય ! "

યુદ્ધારંભની જતી'તી ઘડી
એવે ધરતી ધણુધણાવતો દીસ્યો
હળ-ધ્વજ ફરકાવતો બળરામ-રથ
ને આપમેળે ખોરંભ્યો યુદ્ધારંભ.
પછી પ્રણામ્યા સર્વે
રથેથી ઊતરતા હળધરને

ને વદ્યા યુધિષ્ઠિરરાજઃ
" મહારાજ ! અઢાર અક્ષૌહિણી રણે પોઢી
ને એના શેષ મુજ બે ભ્રાત
આજ લાવશે આખરી નિર્માણ ! "
" બેટા ! બેય શિષ્ય છે મુજના
હુંયે હેતે નીરખીશ દ્વંદ્વયુદ્ધ ! "

અને મંડાણા દ્વંદ્વ
યુદ્ધની સંધ્યાએ
સૂર્યનો હતો પાછલો પહોર.
પરસ્પર કરતા'તા બે ગદાપ્રહાર
ઘુમરીયા લઇ લાગ સાધીને
તરેહ તરેહના ભરતા'તા પેંતરા
પછી થતા'તાં ગદાના ઘર્ષણ
ને ઝરતા મહીથી અગ્નિતણખા.
લોહીલોહાણ બન્યા'તા બેય
એવે વદ્યા ધનંજયને કહેતા ગીનેશઃ
પાર્થ ! સમર્થ બે ગદાધર ભારતવર્ષના
આજ ખેલે છે પરસ્પર સંગ્રામ
રણદેવીયે પડી છે વિમાસણે
કે કોને પહેરાવવી વિજયમાળ ! "
" મહારાજ ! બે ખેલંતામા

કોણને આપ પેખો છો શ્રેષ્ઠ ? "
" પાર્થ ! અધિક બળ છે ભીમકર્માએ
ને કુશળ દાવપેચે છે દુર્યોધન ! "

અને મહાભારતના સારથિએ
પેર ખેલાતા દ્વંદ્વયુદ્ધ નિહાળી
ને આકર્ષ્યા ભીમકર્માના કર્ણ:
" પાર્થ ! ભરસભામાં દુર્યોધને
કૃષ્ણાને ચા ખ્યો તો સાથળ
એને ભાંગવાની છે ભીમપ્રતિજ્ઞા,
સ્મરણ પાડીએ તો હશે ને વીરને ! "

એ ઝીલ્યું ભીમકર્માએ
ને ભુજા ફટકારી ભર્યો પેંતરો.
પછી ધ્રપીને ઝીંકી સાથળે ગદા
ધપ...ધપક...ધપક...વછૂટો લોહીનો પ્રવાહ
ને ડુંગર પડે
એમ પૃથ્વીએ પડ્યો દુર્યોધન
પછી પાંડવપક્ષે થયો શંખનાદ
ને ઉલ્લાસે રીઝયું સૈન્ય

એવે બળરામજીના ક્રોધે

આડ ઓળંગી સંયમની
ને ધખેલ ત્રાંબા જેવાં થયા નેત્ર.
અગ્નિના ઝર્યાં ક્રોધતિખારા
પછી પ્રભુ કરે ' હળ '
ને કીધું ભીમ પર આક્રમણ
" દુષ્ટ ! યુદ્ધની રીત ઓળંગીને
પાડયો તેં વીર દુર્યોધનને;
સાથળે ન હોય ગદાના ઘાવ ! "

એવે ત્વરાએ ઠેક દઈને
શ્રીકૃષ્ણે ઝાલ્યો બળરામહાથ.
" ભ્રાત ! શમન કરો ક્રોધનાં
કર્યાં નાં ભોગવે છે દુર્યોધન.
ભરસભાએ કૃષ્ણાને
દુષ્ટે આમ ત્રી'તી સાથળે બેસવા
ને એ સાથળ ભાંગવાની
વીર ભીમે કરી'તી પ્રતિજ્ઞા;
આ તો થઇ પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ
વળી થયો છે યુગપલટો
કળિયુગના ફરી વળ્યા છે શાસન ! "

એ કૃષ્ણવેણુલે

બળરામજીએ શમાવ્યું હળયુદ્ધ
ને પછી જંઘની મધ્યે આવી
મોટે સ્વરે વદ્યા વેણ:
" દુર્યોધન ! વીરત્વે પોઢ્યો છે રણસંગ્રામે
અમર રહેશે તુજ કીર્તિ
ને લોક દેશે ભીમને લાંછન
કે અધર્મે ખેલ્યો ગદાયુદ્ધ.
સ્વર્ગે સંચરીશ વીર તું
જેવે અગ્નિ બાળશે તુજ ભોગાયતન
ધર્મશાસ્ત્રવાણી વદે છે.
युध्यमानाः परशाशया
स्वर्गं यान्त्यपराङ्मुखाः ( धर्मशास्त्र )
કે દુઃખ ને યાતના વિહોણા અમર દેશે
અગ્નિ ઉડાડશે તુજ સૂક્ષ્મ દેહ ! "

અને બળરામજીએ ભર્યાં ડગ
પછી અબોલ બની આરૂઢ્યા રથે
અર્ઘ્ય ઝીલ્યા સર્વના પ્રણામ
ને કર્યાં રથચક્ર.
નિહાળી રહ્યા સર્વે
હળચિહ્ન ધ્વજને અદૃશ્ય થતો
સંધ્યાની ક્ષિતિજે ધીરો ધીરો !

(૧૪૭)

## પાંડવોની છાવણીએ હડહડ બળ્યો પાર્થરથ

પાંડવ–છાવણીએ પ્રસર્યો'તો ઉલ્લાસ
કુરુક્ષેત્ર છત્યું'તું પાંડવોએ.
ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી ને અન્ય યોદ્ધા વીટળાઇને
યુધિષ્ઠિરરાજ ભ્રાત સંગે
પાર્થરથની કરતા'તા પ્રતીક્ષા,
ગગનભેદી વાગતા'તાં હર્ષવાજિંત્રો,
એવે ધીરી ગતિએ દીસ્યો વાનરધ્વજરથ.
શો વાર્તાલાપ કરતા હરી
યુદ્ધભાર જીતર્યે ?"

અને રથ ઊભો વૃંદ મધ્યે.

" પાર્થ ! અક્ષય ભાથા ને ગાંડીવ સંગે
પ્રથમ ઊતર રથેથી આજ ! "
" મહારાજ ! પ્રથમ આપ પધારો ! "
" પાર્થ ! તુજ શ્રેય છે મુજ વેણે ! "

અને ધનંજય ઊતર્યો રથેથી.
સર્વ મંડળ નિહાળી રહ્યું.
કે શા બનશે અવનવા બનાવ ?

અને મહાભારતના સારથિએ
અશ્વરાશ તજીને
હણહણતા ઘોડલાને કીધા મુક્ત
પછી ઊતર્યા પૃથ્વીએ.
એવો વાનરધ્વજ આભે ઊડ્યો
ને ધૂમ્ર વ્યાપ્ત થયો રથઘુમ્મટેથી
પછી ભડ...ભડ...ભડ પ્રસરી અગ્નિજ્વાલા
ને ભસ્મીભૂત થયો રથ !
" મહારાજ ! શો આ ચમત્કાર ! "
" પાર્થ ! બ્રહ્માસ્ત્રો બળે છે આજ ! "

અને યોગેશ્વરના આભારને
સર્વ પ્રણામી રહ્યા
કે કૃષ્ણે જિતાડ્યું કુરુક્ષેત્ર !

(૧૪૮)

## છાવણી બહાર ધૃતરાષ્ટ્રને શ્રીકૃષ્ણે આપેલું આશ્વાસન

પાંડવ-શિબિરનો ઉત્સાહ
અણુકલ્પ્યો હતો આજ,

રોશની ને નૃત્ય-નાદાનંદે
આનંદમહોલ હતા સર્વ.
એવે યોગેશ્વર પ્રવેશ્યા ધર્મરાજશિબિરે.
" મહારાજ ! પધારો, પધારો.
કુરુક્ષેત્રનો વિજય છે આપ આભારી ! "
" યુધિષ્ઠિરરાજ ! કાળ-પ્રહરો છે
ને ધરતી માગતીની પુકાર કરીને
લીધાં માથાનાં દાન ! "

આવા ગંભીર વાતાંના
ને શાંત હતા ધર્મરાજ.
ત્યાં નતમસ્તક વિનમ્રતા
પૂછી વચને વડા યોગેશને :
" મહારાજ ! છે વિનંતિ એક
યોગ્ય લાગે આપ મહાનુભાવને તો
હસ્તિનાપુર પધારીને
પિતા ધૃતરાષ્ટ્ર ને માતા ગાંધારીને
સાન્ત્વન દઈ જ્ઞાને કરી
યુદ્ધાંતના આપો સમાચાર ! "

અને મલકતા વદ્યા કૃષ્ણ:

" અવશ્ય, યુધિષ્ઠિરરાજ !
ભારતના સમ્રાટ છો આપ
શિરોમાન્ય છે આપબોલ મને ! "

અને યુધિષ્ઠિર પ્રેમ્યુપદે પ્રશ્નાચ્યા.
" મહારાજ ! બેહદ વદો છો,
આપની ચરણરજનીયે બરાબરીએ
હું નથી ક્ષુદ્ર જીવ ! "

અને હર્ષના વાતાવરણે
અબોલ વીતી પળ.
" ધર્મરાજ ! છાવણીએ છે ઠેર ઠેર ઉલ્લાસ.
ભલે સર્વ આનંદે આજ
ને પાંડવ ને સાત્યકિ સંગે
આપણ વરીએ યમુનાતીરે રાત્રિ ! "
" મહારાજ ! સત્ય વદો છો;
શાંત સ્થળે શાંત રાત્રિમાં
અઢાર દિ'ના ઘોર સંગ્રામ પછી
અવશ્ય લાધશે શાંતિ ! "

• °

અને પાંડવ ને સાત્યકિને

અંધ રાજ ધૃતરાષ્ટ્રમનડામાંથને.
" દેવી ! વિગ્રહવિરોધક દ્વારિકેશે
સંહારનાટયખેલના છેલ્લા દશ્યે
શું પડદો પાડી પિતરાઈવૈરે
સુલેહ કરાવી હશે ? "

અને વદ્યાં સતી ગાંધારીઃ
" નાથ ! માનશુકન કરે છે મનડું
સારાવાટ નહિ હોય સમાચારે,
પણ આજ્ઞા હોય તો
કૃષ્ણરાજ પધારે આપમિલને ! "
અને કૃષ્ણ પ્રવેશ્યા પ્રણામતા
પછી વદ્યા ગાંધારીને સંબોધીઃ
" કૃષ્ણા ! જ્ઞાની છો આપ પ્રજ્ઞાનપંથી
વેદાંતને ઉતાર્યું છે જીવનમાં
તો ન લાવશો નાશવંત દેહના વિચાર. "

અટકયા કૃષ્ણ
વિદ્યુત્દીપકના પડતા પ્રકાશમાં
એ મુખાકૃતિએ નિહાળતા ભાવ-તરંગ.
વ્યગ્ર રેખા પ્રસરતી હતી

આપે ભલે ધૃતરાષ્ટ્ર મુખે,
પણ સતી ગાંધારી મુખે
એ જ સાંભળ્યું......
સ્થિર દીધું પ્રત્યાખ્યાનથી પર,
“ કૃષ્ણા ! પ્રતાપ છે સંસારે હિમાલયનાં ફળ.
આપે ને ધૃતરાષ્ટ્રરાજે
જન્મે ગાંધારીનો વીર દુર્યોધનને
પણ નારીને અંતે
આપમ્ વદેલો સંહાર !”
“ શું દુર્યોધન મરાણો ?”

એ અભિમાનના વ્યાસ પ્રશ્નના
શાંતિથી દીધા ગીતેશે પ્રત્યુત્તરઃ
“ રાજન્ ! મુજ કૃષ્ણા સતી ગાંધારીજી
નો પુત્ર-સંહારના શાને જીવે છે પ્રત્યાઘાત.
ભોગાયતન નાશવાન છે !”

અને મૃત પુત્રની માતાને સંબોધતા
વદ્યા કર્મયોગેશ્વર કૃષ્ણઃ
“ કૃષ્ણા ! ભલે દુર્યોધનને હતી કુસંગત,
પણ કૃષ્ણ ઉગાગી છે વીર માતાની

ક્ષત્રિયને છાજતા મૃત્યુને ભેટીને !"

એવે પધાર્યાં વેદ વ્યાસ
ને જ્ઞાનવિભાગપ્રવચન સોંપી એમને
યોગેશ્વર વદ્યા વેણ
"કુંતીમા ! દેવી છો આપ
યુગદ્વાપરે રહેશે અમર
આપસતીત્વના જ્વલંત ઇતિહાસ
કેટલીક નારીએ
પતિદુઃખે દુઃખી બનીને
આપસમા સંયમ અપનાવ્યા હશે ?"

•

અને દીધા વ્યાસજીએ સમર્થન
"કૃષ્ણજી ! સત્ય વદો છો,
ભાગ્યવાન છે ધૃતરાષ્ટ્રરાજ !'

અને વાતા તા પવન
ઘૂમરી લેતા આભ-ધરતીપડે
એ પારખ્યા યોગેશ્વર કૃષ્ણે
"ધૃતરાષ્ટ્રરાજ ! ભય કર વાય છે પવન,
સૂચવે છે આજની ઘોર રાત્રિ
કે ભદ્રકાળી અતૃપ્ત છે હજી,

## (૧૪૯)

## યુદ્ધાગ્નિ-શમન પછી વનચંગ

રાત્રિના ગાઢ અંધકારનું સામ્રાજ્ય
કુરુક્ષેત્રે પ્રસર્યું'તું ઘનઘોર,
ને તારાઓના પ્રકાશમાં
ગીધડાંના ટોળાં ઊડીને
રુધિરખરડ્યા માંસલ દેહને
ચૂંથતાં હતાં ચાંચ મારીમારીને.

શ્વાનો ખેંચતાં'તાં મુડદાંને
ભયંકર—મહાભયંકર હતું દૃશ્ય
ઘવાયેલની ચિચિયારી ને ચીસોએ
ભયંકર ભાસતું'તું કુરુક્ષેત્ર
જખમે થાતી'તી કારમી વેદના,
ને એના આર્તનાદ
અમલ્ય અકંપ્યા હતા

અને કારમી વેદનાએ પડ્યો હતો
અગિયાર અક્ષૌહિણીનો અધિપતિ
મરણની મખમલશય્યાએ પાંદડુંહાર
કંકર-કાંટા ને ઝાંખરાએ પેઢ્યો હતો
મૃત્યુની કરતો ઉપેક્ષા

અને અશ્વત્થામા ને કૃતવર્માએ
ગીધડાંને હટકારી ઉડાડયાં,
ને ' હુડ...' ' હુડ...' કરી કાઢયાં શ્વાનોને
પીંખતાં દુર્યોધનદેહને.
પછી લૂછયું રુધિરખરડયું મુખ
ને નેત્ર ઊઘડયાં દુર્યોધનનાં.
" અશ્વત્થામા ! કૃતવર્મા ! કૃપાચાર્ય ! "

અને મનડે વ્યાપ્યા વેરે
ભુલાવી ઘવાયેલ દેહની વ્યથા.
પછી કરનો ટેકો દઇ પૃથ્વીએ
ધડ ઊંચકયું દુર્યોધને
" અશ્વત્થામા...! "
' યુવરાજ ! આ હાલ ! "
" વીર ! ભાવિ સદાય છે અમિથ્યા,
લેશ નથી મૃત્યુનો ક્ષોભ,
અવશ્ય સંચરીશ હું સ્વર્ગે,
પણ પાંડવોના પાપી કૃત્યના સ્મરણે
હૈયે લાગે છે લહાય
પિતામહ ને ગુરુ દ્રોણ શા અગ્રજનને
છેદ દઇ પાડયા રણાંગણે,
અને એ જ હત્યાગરો આજ
ઉલ્લાસે આનંદે છે છાવણીએ,

( ૧૫૦ )

## નિશાયુદ્ધ ને મહાસંહારપર્ણાહુતિ

રાત્રિ હતી ઘનઘોર
ચોપાસ પડયા હતા ગાઢ અંધકારના શ્યામ પડદા.
ને આખરી કરવા રુધિર–પાન
આભના નેપથ્યે ઊભીં'તી જોગણીઓ
ને ભદ્રકાલી કરતાં'તાં અટ્ટહાસ્ય

ને એના રુધિરસ્પર્શે
જેવે ઊડે ધૃષ્ટદ્યુમ્ન ને શિખંડીની નિદ્રા,
એવે હત્યાગએ
શિરચ્છેદ કરી દીધી શાશ્વત નિદ્રા !
પછી આરંભ્યો હત્યાકાંડ
ને હણવા પાંચાલી યોધ્ધા
અંધારી રાત્રિએ શિબિરે શિબિરે પ્રવેશીને.

અને કો'ક નાસતાને
છાવણીના પ્રવેશદ્વાર બહાર
પૂરા કર્યા કૃપાચાર્યે ને કૃતવર્માએ.
પાંડવ–શિબિર છલકયું રુધિરે
ને મહીં તર્યાં ધડ ને મસ્તક.
પછી લહાય લગાડી છાવણીને,
ને ગમાણે બાધ્યા હય ને હસ્તીની
ખાખના થયા ઢગલા;
અને પ્રચંડ પ્રસરી અગ્નિજ્વાલા
આભને ગોરંભે આલેખતી અક્ષર
કે દ્વાપરના મહાસંહારની થઇ પૂર્ણાહુતિ

° ° °

અને એ મોડી રાત્રિએ
કો' કાળભૈરવ શા કરે ગ્રહીને મસ્તક
બે ગણો સંગાથે નાચે ભરતો'તો ડગ.

' શું છેનતું નરક સંસારે જ હશે ? '

એ એની મનોરથાના વેણુ
ડાગ્મી સીમાઓએ સર્યાં
ને પેખ્યો એણે ચંદ્રપ્રકાશમાં
નેત્રોએ ચડયા રુધિરપડળેથી
જાણે કો' યમનો દૂત
" યમરાજ...... યમદૂત . ! "
ને ઊંચકીને પટકયું ધરતીએ શિર.

એને સુણાયા કર્ણે સાદ
" દુર્યોધન મહારાજ ! "
ને લુછતો ભાસ્યો મોએ રુધિર–કાદવ
પછી નિશ્વાસની પરંપરા બાદ
એણે લીધો એક શ્વાસ.
" કોણ, અશ્વત્થામા .... ? "
" મહારાજ ! શાન્તિએ પોઢો શાશ્વત નિદ્રાએ
દુષ્ટ પાંડવોના નીરખી પાંચ મસ્તક ! "

એ વેણુ સુણી અશ્વત્થામાના
વૈરાગ્નિ શાંત થયો ભાસ્યો !
" વીર ! ધન્ય છે .. વીર !
હવે પ્રવર્તશે શાંતિ,

## ( ૧૫૧ )

## પાર્થ ને અશ્વત્થામાનાં બ્રહ્માસ્ત્ર

પાંડવછાવણી સ્મશાનવત્ બનીતી
અશ્વત્થામાના હત્યાકાંડે,

## ( ૧૫૧ )

## પાર્થ ને અશ્વત્થામાનાં બ્રહ્માસ્ત્ર

પાંડવછાવણી સ્મશાનવત્ બની'તી
અશ્વત્થામાના હત્યાકાંડે,

અશ્વત્થામાશોધને ભર્યાં ડગ,
પછી અશ્રધાર વર્ષાવતી દ્રૌપદીને
સુભદ્રા ને ઉત્તરાએ તેડી વીનવી
ને વિરામ લેવડાવ્યો શિબિરે.

એવે ઊભા હતા
પાષણપ્રતિમા શા ધર્મરાજ
ટગર ટગર નિહાળતા કૃષ્ણને
ધનંજય, નકુલ, સહદેવ ને સાત્યકિ
નયણાં નીચાં ઢાળીને
પ્રશ્નતા'તા કુરુક્ષેત્રની ધરણીને કે
'શું હજી અતૃપ્ત છે રુધિરવાસના ?'
"પાર્થ ! આરૂઢ થા રથે.
દ્રોણપુત્ર છે દિવ્ય અસ્ત્ર જાણનાર,
ભડવીર છે ભીમકર્મા,
પણ ગાંડીવની આવશ્યકતા છે ત્યાં !'

○ ○ ○ ○

અને પાર્થરથના ચક્ર
ભાગીરથી સરિતાને કાંઠે ફરતાં'તા
એવે સરિતાના હરિયાળા આરે
દીસ્યો વેદવ્યાસઆશ્રમ,
વહેતાં'તા નીર ધીરાં ધીરા

શદ્રને લજાવે એવા
ઘોર કીધા છે હત્યાકાંડ ! ”

અને પેખ્યો કૃષ્ણે બ્રહ્મરાક્ષસને
ધનુષ્યે ચડાવતો બ્રહ્માસ્ત્ર
ને ક્રોધયુક્ત વદતો વેણમાં
“ દુષ્ટ કુંતીપુત્ર ને કૃષ્ણ !
અહંકાર ઉતારું છું તમ દુર્જનના ! ”

પછી અશ્વત્થામાએ વછોડયું અમોઘ અસ્ત્ર
ને છોડયું ત્વરાએ ગાંડીવધન્વાએ સામે
પછી બાખડયાં બે બ્રહ્માસ્ત્ર !
એના ઘર્ષણે
તણખા ઝર્યાં
આભે ઊડયા જ્વાળાના ભડકા
ને વાયુના થયા સ્તંભન
જળ સુકાણાં પૃથ્વીએ
વૃક્ષોએ લીધી સુકાઈને સમાધ
પ્રત્યક્ષ થયા પ્રલયના આભાસ
ધડાધડ ધડાકા ને વીજઝમકારા
અશ્રનિર્ઘોષ આભે થયા પ્રવર્તમાન

" મુનિશ્રેષ્ઠ ! અધૂરી આવડતે કીધું છે કાર્ય
બ્રહ્માસ્ત્ર ફેંકવાનાં સાધ્ય છે જ્ઞાન
પણ નથી વાળવાના ભણ્યો !
સાધ્યું તું બ્રહ્માસ્ત્ર મેં
પાંડવોના નાશને કાજ
બ્રહ્માસ્ત્રને ખપે બલિ નિર્વિવાદ,
ને ન મળે જો એને અન્ય લક્ષ્ય
તો અવશ્ય હણે મુજના પ્રાણ
બ્રહ્માસ્ત્રના વહન ફેરવું છું હવે ! "
ને મંત્ર ભણ્યો અશ્વત્થામા
પછી વદ્યો પ્રત્યક્ષ વેણ
" વ્યાસજી ! પાંડવોથી વિમુખ કરી
બ્રહ્માસ્ત્રને પાડવું છુ ઉત્તરાના ગર્ભે ! "

એ વેણે ગાંડીવધન્વાએ ફરી ધર્યું બ્રહ્માસ્ત્ર.
' પાર્થ ! સબૂર '
ભલે ઉત્તરાનો ગર્ભ વિદારે અશ્વત્થામા ! "
" મહારાજ ! અશક્ય વદો છો
કો દિ ન કરી એવી આપ આજ્ઞાની
અવજ્ઞા કરું છું આજ
પુરુષાર્થને નથી કરવો નિર્વંશ્ય. "

અને ખેંચ્યા પાર્થે ગાંડીવદોરી

એની જ્વાલા;
ક્રોધગ્રસ્ત બની પાંચાલી પણ હવે
સૌમ્ય બનતી હતી જ્ઞાન ને ક્ષમાએ;
મધ્યસ્થ શા હતા પાર્થ ને કૃષ્ણ.
એવે સર્યાં દ્રૌપદીવેણ:
" ભીમકર્મા ! ગુરુપુત્ર છે અશ્વત્થામા,
ને છે બ્રાહ્મણ દેહ.
વિશિષ્ટતા નથી વૈર-બદલાએ
પણ સંસારનું સનાતન સૂત્ર ક્ષમા છે ! "

સંસારે અમર ભાવના ક્ષમાપણાની
મનસમતોલનાએ દાખવી દ્રૌપદીએ:
" કૃષ્ણ ! વિપત્તિએ ડૂબણહારને
શા વળી વધી વિપત્તિના ભાર ? "

અને ત્યાં ગીતેશ મલકી:
" કૃષ્ણા ! સંસારે ભ્રમ છે વિપત્તિ-અવિપત્તિ;
પણ જગતના જનહિતાર્થે
ને પ્રજ્ઞાનની પ્રગતિએ
અવરોધક છે અશ્વત્થામા શા પાપી ! "

(૧૫૨)

## હસ્તિનાપુરે યુધિષ્ઠિરનું રાજ્યારોહણ

વાગી રહ્યાં'તા મંગળ વાદ્યો
ને આનંદોત્સવે ડોલતાં'તા પ્રજાજન

ને દ્વારિકેશ ને ધૃતરાષ્ટ્રરાજ સંગે
મંડપે પધાર્યા ધર્મરાજ
આશિષવચન વદ્યા પુરોહિત ને ઋષિઓ
પછી શાસ્ત્રોકત વિધિએ
ને વેદની ઋચાઓના ગુંજને
ધર્મરાજને થયું રાજતિલક
પછી વદ્યા યુધિષ્ઠિરરાજ
' સભાજનો ! परित्राणाय साधूनां
विनाशाय च दुष्कृताम .
મહાન આદેશ યોગેશ્વર કૃષ્ણનો
મૂર્તિમંત થયો છે ભારતવર્ષે
એમની આજ્ઞા અનુસરીને સદાય
દેશહિતાર્થે કરીશ હું મુજ કર્તવ્ય
ને પુણ્યના ફળ કૃષ્ણાર્પણ કરી
ઋણમુકિતના સેવીશ આદર્શ !"

અને પ્રણામ્યા ધર્મરાજ યોગેશ્વરેશ્વરને
પછી ધૃતરાષ્ટ્રરાજની કરી વંદના
ને ફરી સંબોધ્યા સભાજનોને
" સભાજનો ' કુરુક્ષેત્રનું યુદ્ધ થયું કે ન થયું
અળગો રાખીને એ પ્રશ્ન
પિતાતુલ્ય ધૃતરાષ્ટ્રરાજને આપ

ઉદ્દનાસના ઉદ્દીપન હતાં આજ,
પણ યુધિષ્ઠિરમનડે
મહાસંહારની છવાઇ'તી આધી
પરિતાપ વ્યાપ્યો'તો પિતરાઇઓના સંહારે,
મહેલવાસીને બનવુ હતું વનવાસી
બહુયે સમજાવ્યા આપ્તજનોએ
પણ મન-ઉદ્વેગનો તાપ
ઉગ્ર હતો યુધિષ્ઠિર મનડે.
અને એ રાત્રિએ
સર્વ મને હતી આનંદરોશની
ત્યારે યુધિષ્ઠિરને વનગમનનિશ્ચય હતો
કૃષ્ણામને હતો કૃષ્ણપક્ષનો અંધકાર
સારીયે રાત્રિ વિતાવી
ભારતની સમ્રાજ્ઞીએ પાસા બદલી બદલી
ને પ્રભાતે પાઠવ્યા કૃષ્ણને પ્રશ્ન
કે 'શું કૃષ્ણાના ભાગ્યમા વનવાસ જ છે ?'

• • •

અને પ્રભાતના મનોહર ચોઘડિયે
પંખીડા કરતાં'તા કલરવ
ને મંદ મંદ વાતો'તો સમીર
એવે મનોહર વસ્ત્રાભૂષણ સજી
મોહન પધાર્યો રાજમહાલયે.

એરે પ્રવેશ્યા કૃષ્ણ
ને આવકારાયા વિરાજ્યા આસને
વાયુની કોમળ લહરી
મંદ મંદ વાતી'તી યમુનાના જળોથી
ને કાલિંદીના કાળાં જળે કરી દૃષ્ટિપાત
કૃષ્ણાએ સંબોધ્યા કૃષ્ણને
" કૃષ્ણસખા ! આજ લાગે છે વ્યગ્ર,
એમને કરે છે વેદના
પિતરાઈઓના ઘોર સંહારની યાદ ! "

એ વેણુએ મલક્યા કૃષ્ણ
" યુધિષ્ઠિરરાજ ! મ સંતાપો મનડે યુદ્ધસંહાર સ્મરી.
સ્મરણે નહિ આવે પાછા
નાશવંત હાડ-ચર્મના દેહ

સંસારનો છેલ્લો ફેરો છે રાજવીપદપ્રાપ્તિ
નિશ્ચય કર્મે કરો શાસન
પ્રજાપ્રતિનો ધર્મેય પાળો
ને ખેલો જીવનનો આખરી સંગ્રામ !

એ કૃષ્ણવેણુએ
કર જોડી વદ્યા ધર્મરાજ·
" મહારાજ ! ક્ષમા કરો ! "

અને એ ક્ષમાયાચના સુણી
કૃષ્ણ મલકયા કૃષ્ણા પ્રતિ,
ને પછી વદ્યા મલકામણે:
યુધિષ્ઠિરરાજ ! નહિ માનવસહારનો સંગ્રામ.
પણ ખેલો મનડા સગે સંગ્રામ
ભારતના બન્યા સમ્રાટ
પણ એ છે બાહ્ય વિજય.
હવે માંડો સંગ્રામ
માયારચેલા દુર્ગમ દેહદુર્ગે
ને સંહારો અહંકાર, કામ ને અભિમાન.
પ્રથમ કેળવો અનાસક્તિયોગ,

( ૧૫૩ )

## બાણુશય્યાએથી ભીષ્મોપદેશ
## —ભીષ્મસ્વર્ગારોહણ

સંક્રાન્તિના પૂર્વે
ઉત્તરે ખસ્યા સૂર્યનારાયણ

ને ધર્મનંદના વાશ વાયરા
રંગરંગ ઓઢેલી કુમાશ
ને પંખીઓએ કર્યો હર્ષોલ્લાસ;
સિદ્ધ-યોગી પિતામહ
ગંગાનંદનથી પ્રભુને આજ
તજવાના હતા નાશવંત દેહથી.

પૂર્વે ઊગ્યો'તો ભાણ
ને ધુમ્મસપટનો ગગનપરથી ભાર
બાણની શરશય્યાએ પોઢ્યો
એકાગ્ર ચિત્તે ભજતો'તો પરબ્રહ્મ
ને યોગીને ઊભા'તા કુરુક્ષેત્રના અનંત.

એવે કર જોડી પ્રબોધ્યા યોગેશ્વર:
" પિતામહ ! સદાય પ્રાત:સ્મરણીય રહેશે ભારતવર્ષે
આજનો અમર દિન.
પણ વિનંતી છે મુજની એક
કે સ્વર્ગારોહણ પહેલાં
વ્યગ્ર બન્યા ધર્મરાજને
મન શાન્તિના દો આદેશ ! "

અને હસ્યા પિતામહ.
" મહારાજ ! જગતનિયામક ને પાલક છો
ને છો પ્રેરણહાર.
ઉપદેશ હું દઉં કે આપ ? "
" ભીષ્મરાજ ! સૂર્યના દીધા પ્રકાશ ચન્દ્ર દે કે,
છે ને એ જગતસમસ્યા ! "

અને ત્રીજી ઉકેલેલી સમસ્યા
મનકામણે વદ્યા પિતામહ
ઉદ્દેશીને ભારતસમ્રાટ યુધિષ્ઠિરનેઃ
" બેટા યુધિષ્ઠિરરાજ ! ધર્માવતાર છો
ને નિર્માણના બંધન અનુસાર
દ્વાપરની સંધ્યાએ છો ભારતસમ્રાટ.
લોકમતને અનુસરીને
પ્રજાહિતપાલન કર.
એ છે તુજ રાજધર્મ
ઉત્કર્ષનું પ્રથમ સોપાન.
નિષ્કામ કર્મે સેવજે સંસાર
પછી ઇન્દ્રિયોને મનોનિગ્રહ કરી સાધનાથી
ભક્તિ ને જ્ઞાનથી સંચરજે પ્રજ્ઞાને.
મોક્ષધર્મની ચાવી છે આ ! "

અને...... ?

## ( ૧૫૪ )

## અશ્વમેધ યજ્ઞ ને ઉત્તરાના મૃત પુત્રનું સજીવનકરણ

અને બીજા દિ'ની સંધ્યાએ
અંધકારઓળા યુધિષ્ઠિરે પ્રસર્યા,
ત્યારે સંચર્યા બાણશય્યાધારી,
ને મહાસંહારના ઘોર સંહારની

એ સાધશે અશ્વમેધઆરંભે !"

અને કૃષ્ણ ને પાર્થ વેણનાં
યુધિષ્ઠિરે કર્યાં મનડે વિવરણ
ને અંતરાત્માએ દીધી પૂર્તિ,
"અચ્યુત ! આપદોરવણાં ને આપકૃપાએ
અવશ્ય આરંભીશું અશ્વમેધ યજ્ઞ
ને દેજો અંતરઆશિષ
કે યજ્ઞના ઉચ્ચતર વાતાવરણે
આપદીધાં જ્ઞાનનાં મંથન કરી
પરમ મારગડાનાં લક્ષ્ય સેવું !"

° ° °

અને......?
અશ્વમેધ યજ્ઞનો હતો આરંભ.
દ્વારિકાની સુવ્યવસ્થા નિહાળી
પુનઃ હસ્તિનાપુર પધાર્યા'તા યોગેશ.

અનેરા હતા ઉત્સાહ આજ
યોધ્ધા ને મહાયોધ્ધા
ભારતે વર્તાવવા યુધિષ્ઠિરઆણ
ઝગઝગતા સુવર્ણ ને રૂપલા કવચે
ઊભા'તા વાટ નીરખતા
કે ક્યારે કરે કાળુડો ઘોડો પ્રયાણ.

પિતા સંગે પુત્રના સંગ્રામ
અર્જુનભાર્યા 'ઉલૂપી' પુત્ર બભ્રુવાહન
પાર્થને દેશે પરાજય,
ને ભારતવર્ષનો કહેશે ઇતિહાસ
કે સવાયો નીવડયો પિતાથી પુત્ર !"
"મહારાજ ! આદર્યો અશ્વમેધ અધૂરો રહેશે ?"
"ધર્મરાજ ! મ દો સંશયને અવકાશ.
પાર્થભાર્યા ઉલૂપી
પુત્રથી હાર્યા પતિના
ઉચ્ચ રાખશે શૌર્ય-પ્રમાણ !"

અ .....?

'સ્વાહા... સ્વાહા... સ્વાહા ..'
આહુતિઓ હોમાતી'તી યજ્ઞકુંડે
ને આસપાસના વાતાવરણે
ધૂમ્રપ્રસરણે થતી'તી વિશુદ્ધિ
ઋષિ-મહર્ષિઓના અધિષ્ઠાન હતાં
શ્રીકૃષ્ણ વિરાજ્યા'તા સમીપ
એવે સંદેશવાહક અનુચરે
પ્રણામી દીધા કૃષ્ણને સંદેશ
સામ્રાજ્ઞી દ્રૌપદી ને સુભદ્રારાણીના

કે મત્ત પધારે ગજમદેલે.

અને ગજમહાબળે
વિષાદના પ્રસર્યા'તા મેઘા.
અભિમન્યુની વાણી ઉત્તરા કુખે
અજાણપીતો મૃત બાળ
અંતઃપુરે પ્રસરી'તી ગ્લાનિ

અને ઉત્તરા
અભિમન્યુના ગયે પેટના પછી
એક જ અમર આશે જીવી રહી હતી
કે પતિની જ્યોતને ગોદે પધરાવી
લાલન ને પાલન કરી ઉછેરે.
પણ સ્વપ્ન-મનોરથ ધૂળમાં મળ્યા
કૂખેથી અવતર્યા મૃત બાળને પેખી
ને મૂર્છિત થઈ ઉત્તરા.
માતા સુભદ્રા ચીસો નાખતી હતી
કે કુળવધૂની ઉપરે મૂર્છા.

મૃત બાળ પોઢ્યો'તો
અશ્રુએ ભીંજતો દ્રૌપદીની ગોદમાં
હાહાકાર હતો એ પ્રસૂતિખંડ
માતા હતી શય્યાએ બેભાન

સમણે ટેકરી ઊભી'તી શ્વેતવસ્ત્રધારી દાસીઓ
પ્રસૂતિ-ઓજાર પડયા'તાં પાટ પર
પવને ઊડતા'તા હવામારીના પડદા
ને 'સ્વાહા સ્વાહા ' ના નાદ
યજ્ઞમંડપેથી સંભળાતા'તા કવચિત.
" શું મહાસંહારની હશે આ છેલ્લી આહુતિ ? '

મૃત બાળે દશ્યદોર ફેંકી
એ વિશાળ ખંડના દૂર આસને બેઠાં
કુંતાજીએ પ્રશ્નો યુગદ્રષ્ટાપરને

એ વીરનારીએ
અસહ્ય દુઃખ વેઠી ઉછેર્યા'તા બાળ
વૈધવ્યની પરાધીન દશાએ વસી

અને કો ટાણે
રાજ્યરંગ-રાગે ઊભર્યા કુરુપુત્રોની દેખાદેખીએ
ભીમ ને નકુલ નતા હઠ
એ ટાણે માતા કુંતા સમજાવતાં
છાને ખૂણે વર્ષાવી અશ્રુના મેઘ
પછી કિશોર વયે
પુત્રો પર લદાયા દુઃખના ડુંગર
ભરસભાએ ખેંચાયાં કુલવધૂનાં ચીર

એ પાંચાલીની મનઃસમસ્યા
અધૂરી રહી મનોમંથને
ને ખોળે પોઢ્યો નિર્જીવ નીરખી
વ્યાપ્ત ક્રોધનો ચઢ્યો પારો.

એ પ્રસૂતિખંડે
હજીયે મૂર્છિત હતી ઉત્તરા
ને સુભદ્રા બેઠાં'તાં
લલાટેથી લૂછતા પ્રસ્વેદ
ગોદે ગ્રહી પુત્રવધૂનું મસ્તક.
સ્મશાનવત્ હતી શાંતિ,
પછી ભભૂકયો પાંચાલીનો ક્રોધાગ્નિઃ
" કૃષ્ણરાજ ! હસો, હજી હસો, આનંદો,
પાંચ પાંડવના હણાયા મુજ કુખે જન્મ્યા
ને સુભદ્રાનો ખોળો ખૂંદતો
હોમાયો કુરુક્ષેત્રના સંહારયજ્ઞે
ને પાંડવવંશવેલાનો છોડ
આજ સુકાયેલો અવતર્યો ! '

એ દ્રૌપદી-વેણવે
નીરવ પ્રસર્યું મૌન,
સ્તબ્ધ હતા સર્વ પાષાણપ્રતિમા શા !

o o o

ભારતનો છે ભાગ્યવિધાતા
અકલ્પ્ય કરશે ચમત્કાર
સંચર હું ત્યાં,
પણ નેત્રવિહોણો છું
ને ક્ષણમાં પતશે ખેલ.
મુજ હૃદયનો ભક્તિભાવ
પ્રણામી પ્રણામી ઉચ્ચ ઉડ્ડયન કરે છે
કૃષ્ણભાવનાને ભજીભજીને હવે ! ''

અને મૂક્યો અંધરાજે નિઃશ્વાસ
એ ઝીનીને સંજયેથી સર્યાં વેણઃ
'' મહારાજ ! વિસર્જનની સુણાવી'તી મનનિકા,
હવે સુણાવું છું સર્જનની ! ''

અને સંયમે
સંજયે પ્રત્યગ્દર્શને સાંધ્યા દૃશ્યદોર·
'' મહારાજ ! પાંચાલીગોદે છે મૃતબાળ
ને ક્રમે ક્રમે ઓસરે છે ઉત્તરાની મૂર્છા,
સ્મશાનશાંતિ પ્રસરી છે પ્રસૂતિખંડે.
મોરપિચ્છ–મુકુટ ઘનશ્યામનો
વાતા અનિલને દે છે તાન
ને સુણો, મહારાજ હવે યોગેશ્વરબોલ
'' કૃષ્ણા . પાંચાળી...'

પછી કરી પ્રતિજ્ઞા:
" ઓ આત્મા ! જો દ્વાપરની શ્રેષ્ઠ સતી હોય પાંચાલી
તો અચેત શબે પ્રવેશીને
જીવનજ્યોત પ્રકટે મૃત બાલે ! "

પણ !
વ્યર્થ ગઇ પ્રતિજ્ઞા
ને સંજયે પ્રાકટ્યદર્શનની સુણાવી વાત:
" મહારાજ ! અકલ્પ્ય છે દૃશ્ય
દ્રૌપદીના સતીત્વના અહંકાર
પ્રજ્ઞાને તોડે છે પરમ ઇશ્વર ! "
" સંજય ! શું શ્રેષ્ઠ નથી સતી દ્રૌપદી ? "
" મહારાજ ! સમભાવી પ્રેમ નથી પાંચ પતિ પ્રત્યે,
અર્જુન પ્રત્યે છે પાંચાલીને પક્ષપાત,
એ દાકે છે શ્રેષ્ઠ સતીત્વનાં લક્ષણ "
" સંજય ! શ્રેષ્ઠ સતી કોણ છે આ યુગે ? "
" મહારાજ ! અંધ પતિને અનુસરીને જે
છતાં નેત્રોએ સેવે છે જીવન-અંધાપો
એ છે યુગદ્વાપરની મહાન સતી સાધ્વી નાર ! "
" શું ગાંધારી ? "

પણ એ વેણુએ...
નિજ વખાણ જેને હતાં અપ્રિય

અને સંજયને પ્રશ્નો ધૃતરાષ્ટ્રે:
" સંજય ! જીત્યો પુરુવંશનો વેલો ? "
" મહારાજ ! પાંડુઅહંકારનો ચડ્યો પારો
આજ ઊતરે છે
શ્રેષ્ઠ ધનુર્ધર હતા ધનંજયથી
પિતામહ, ગુરુદેવ ને વીર કર્ણ.
ને નથી પાંડવ કુરુક્ષેત્રવિજેતા !
યત: કૃષ્ણસ્તતો ધર્મો યતો ધર્મસ્તતો જય ।
યુદ્ધસમાપ્તિના અઢારમા દિને
કૃષ્ણપ્રભાવે ઝીલ્યા મહાસ્ત્રોપે
કડડડ બળ્યો'તો પાર્થરથ ! "
" સંજય ! શા છે હવે ?
મુજ દેહુયે બળે છે,
પરવાર્યાં ભાસે છે પૃથ્વીએથી
પુરુવંશના નામેરી પુરુષ ! "
" મહારાજ ! ધૈર્ય ધરો ને સુણો
પ્રાકટ્યદર્શને અંતઃપુરનાં દૃશ્ય
શાંતિની પ્રસરી છે પરંપરા,
સંમુગ્ધ બની નિહાળી રહ્યાં છે સર્વ
પ્રતિભાભર્યું માધવમુખડું.
કૃષ્ણસખી દ્રૌપદીના ઓસર્યાં છે અહંકાર
ને અશ્રુધારે ભીંજવતી મૃત બાળને
રડતા બોલે વદે છે હવે.

એને સંશયે હસ્યા ધૃતરાષ્ટ્ર.
" સંજય ! વ્રજની ગોપીઓ સંગે
સર્વ ક્રિયા કરી...
વળી સોળ હજાર એકસો ને આઠ ..!"
रसो वै सः બનીને.
सत्याद् द्विजेभ्यो धर्माच्च यथा नान्यत् प्रियं मम ।
तेन सत्येन बालोऽयमह्ममृतोऽद्य जीवतु ॥

અટક્યા ધૃતરાષ્ટ્ર સંજયવેણે:
" મહારાજ ! જે યોગેશ્વર કૃષ્ણે
આજે થંભાવ્યો ચંદ્ર છ છ માસ
ને અનસ્ત પૂર્ણિમાએ લીધા અખંડ રાસ
યોગીઓનાં છે ઉચ્ચ ઉડ્ડયન
એમ વળી યોગેશ્વરેશ્વર કૃષ્ણ
ચિત્સ્વરૂપ છે ચૈતન્ય
ને વિકારરહિત ચૈતન્યગમ્ય
નથી ભોક્તા કે નથી કર્તા.
યોગમાયાના દેહે કનૈયાએ
વૃંદાવનમાં કરી વ્રજાંગના સંગે લીલા
યોગીઓના રમણ આત્માએ છે ! "

એને અંતઃપુરનાં દીસ્યાં દૃશ્ય
પ્રત્યાહારધ્યાનસંયમે સંજયને

શ્યામસુંદરના કાંતિભર્યા મુખારવિંદેથી
ઓજસના દિવ્ય ઝબકારા
આંજતા'તા દ્રષ્ટાઓને
પછી જાણે થયો ચમત્કાર
ધીરે ધીરે અતિ ધીરે
ચેતનવંતો થયો બાળ !
' ઉં...વાં...ઉં...વાં...ઉં...વાં...! '
એ બાળરુદનના સાદે
નગારાએ પડી દાંડી
ને શરણાઇ-ભેરીનાં વાજિંત્રોએ
રેલમછેલ રેલ્યો હસ્તિનાપુરે આનંદ,
સંજયે તોડયા પ્રત્યક્ષદર્શનના દ્વાર:
" મહારાજ ! આનંદો...આનંદો ઉલ્લાસે
કે યોગીઓના ઈશ્વર શ્રીકૃષ્ણ કૃપાએ
ભારતસામ્રાજ્યે પાંગરશે પુરુવંશનો વેલો ! "

o o o

અને યજ્ઞમંડપે......
સ્વાહા...સ્વાહા...આહુતિ દેતા ઋષિઓ
ગગનભેદી ઉલ્લાસનાદે ઝબકયા
આહુતિઓ અધૂરી રહી.
' કૃષ્ણ...' 'ગીતેશ' ને 'વિશ્વેશ'ના નાદે
એકચક્રે, એકધારા ડોલાવ્યા;
આશ્ચર્યઅંજને આંજ્યાં સર્વ મનડાં